વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળા

પુસ્તક ત્રીજું.



# લાલાજીનું-રાજકીય



# તત્વજ્ઞાન.

વર્ધમાન એન્ડ સન્સ.

કિં: બાર આના.

પાયધુની ટ્રામ જંકશન, મુંબઈ ૩.

# ધી આર્ટ ઓફ મી. એચ. મઝુમદારનાં આલ્બમ.



THE INDIAN ACADEMY OF ART

પ્રસિદ્ધ બંગાળી ચિત્રકાર શ્રીયુત એચ. મઝુમદાર જેના ચિત્રો આત્માને જાગૃત કરનારાં, અને કલ્પનાને સતેજ કરનારા છે, અને જેની કલાયુક્ત પીંછીથી આખું હિંદુસ્તાન જાણીતું છે તેમના ચિત્રોનો સંગ્રહ જુદા જુદા આલ્બમ રૂપે રજુ થયો છે

પહેલો ભાગ રૂા. ૧ાા
બીજો ,, ૧ાા
ત્રીજો ,, ૧ા'

પોષ્ટેજ અલગ.

મળવાનું માત્ર એકજ ઠેકાણું:-

## વર્ધમાન એન્ડ સન્સ,

પાયધુની, ટ્રામ જંકશન, મુંબઇ નં. ૩.

શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળા પુસ્તક ત્રીજુ

# લાલાજીનું રાજકીય તત્વજ્ઞાન.

અનુવાદક—લાલજી પેડસે.

પ્રકાશક,
મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ,
પાયધુની ટ્રામ જંકશન.
મુંબઈ નં ૩

કીંમત બાર આના.

# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહકોના નિયમો.

**ઉદ્દેશ**—હિન્દની ભૂમિ એની એ છે, ધર્મો પણ એના એ છે, આકાશમા સૂર્ય અને ચંદ્ર પણ એના એ છે, છતા એ ભારતવર્ષમા કાળીકાળનો કહેર સર્વત્ર દેખાય છે, દિન પ્રતિદિન દેશની, જાતની, ધર્મની અધમ દશા થતી જાય છે તેનુ કારણ ચારે બાજુથી વિદ્વાનો અને સ્વદેશ પ્રેમીઓ શોધી ગયા છે શોધતા શોધતા એક એ વાતની ખબર પડતી ગઇ કે દેશ તદ્દન અજ્ઞાન દશાની ઘોર નિદ્રામા ઘોરી ગયો છે અને એ અજ્ઞાનતાને લઇને આ દશા ઉપસ્થિત થઇ છે. માટે પ્રજાને જાગૃતિમા લાવવાની ખાસ જરૂર છે ને તે ખાતર પ્રજા જાગૃતિમા આવે અને તેને ખબર પડે કે દુનિયામા પોતાનુ સ્થાન ક્યા છે તેનું ભાન થાય વથી શિક્ષીત અને સમયના જાણ બનાવે એવા સાહિત્યની ખાસ જરૂર છે આ ઉદ્દેશ લક્ષમા રાખી અમારા તરફથી એક ગ્રન્થમાળાની યોજના કીધી છે ને તેમા પ્રજાને ચારિત્રવાન, ધર્મિષ્ટ, સદાચારી, શૌર્યવાન, બાહોશ અને સંપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે, તેમનામા નવચેતન સ્ફુરે, સ્વદેશાભિમાનનો અખૂટ ઝરો ઉદ્ભવે એવા, તેમજ સાથે સાથે ધાર્મિક નૈતિક અને તત્વજ્ઞાનના ગ્રન્થો, ગ્રન્થમાળાના ગ્રાહકોની સેવામા રજુ કરવામા આવશે. પુસ્તકો જેમ બને તેમ સચિત્ર, દેખાવડા, કલાવત, શુશોભિત અને સસ્તા બનાવવામા પુરતું લક્ષ આપવામા આવશે આ યોજના સફળ થયે પુસ્તકોને જેમ બને તેમ વધારે સસ્તા કરવા ઇચ્છા છે પણ એ સઘળો આધાર ગ્રાહકોપર છે.

૧ રૂપીઓ એક પ્રવેશ ફી આપવાથી આ ગ્રન્થમાળાના સ્થાયી (લાઇફ મેમ્બર—જીદગી સુધીના) ગ્રાહક થઇ શકાય છે.

૨ સ્થાયી ગ્રાહકોને ગ્રન્થમાળાના સર્વ પુસ્તકોપર ૨૫ (પચીસ) ટકા–રૂપીએ ચાર આના કમીશન આપવામા આવશે

૩. ગ્રન્થમાળાના ગ્રાહકોને પુસ્તકો બ્હાર પડયેથી ટપાલદ્વારા ખબર આપવામા આવશે

૪ પુસ્તક મંગાવ્યા બાદ કોઇ પણ કારણ વિના વી પી. પાછુ ઠેલનારને ગ્રન્થમાળાની ગ્રાહક શ્રેણીમાથી કમી કરવામા આવશે પરંતુ યોગ્ય કારણ હશે તો આગલો ટપાલ ખર્ચ વસુલ કરી ગ્રાહક શ્રેણીમા કાયમ કરવામા આવશે.

૫ **ખાસ લાભ**—અમારે ત્યા રાષ્ટ્રીય અને અન્ય પુસ્તકો–ધર્મના, વાર્તાના અને ઐતિહાસિક નોવેલો આદિ અનેક જાતના પુ-સ્તકો વેચાય છે તેમાથી કોઇ પણ પુસ્તક ખરીદનારને ( જો ગ્રન્થ માળાનો ગ્રાહક હશે તો ) ૧૦ દશ ટકા થી લઇને ૫૦ ટકા સુધી કમીશન આપશુ

આ ગ્રન્થમાળામા દરેક પ્રકારના, પ્રજાને રૂચિકર થઇ પડે તેવા વારાફરતી પુસ્તકો પ્રસિદ્ધ કરતા રહીશુ ધર્મ અને તત્વજ્ઞાનના, યોગ અને ફિલસોફી ઉપરના પણ પુસ્તકો રજુ કરવામા આવશે

**અમારી અર્જ**—છેવટે ધનિકો પ્રત્યે અમારી નમ્ર વિનતિ એ છે કે આવા પુસ્તકો જેમ બને તેમ સસ્તે ભાવે ફેલાવી શકાય તે ખાતર પોતાનો ઉદાર હાથ જરૂર લંબાવશે અને ગ્રન્થમાળાના ગ્રાહકો પ્રત્યે પણ અમારી નમ્ર અરજ એ છે કે ગ્રન્થમાળાના ગ્રાહકોએ પોતાના તરફથી એકેક ગ્રાહક વધારી જરૂર મદદરૂપ થશે

આજેજ ગ્રાહક થવા માટે વિચાર કરો ને નીચેના સરનામે રૂપીઓ એક મોકલાવી ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે નામ નોધાવો.

પાયધુની ટ્રામ જંકશન,<br>મુંબાઇ નં. ૩. | લી સેવકો,<br>વર્ધમાન એન્ડ સન્સ.

શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું પ્રથમ પુસ્તક.

# સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા.

સ્વતંત્રતા એ મનુષ્યજાતિનો જન્મસિદ્ધ હક્ક છે એ હક્કની પ્રાપ્તિ માટે રક્ષણ કરવા માટે કેટલાય દેશોએ લડત ચલાવી છે, અને સ્વીટ્ઝરલેન્ડ પણ એમાંનો એક છે ઓસ્ટ્રીયન શાસનકર્તાઓના અત્યાચારોથી, અન્યાયવૃત્તિથી, સ્વાતન્ત્ર્યનો ઉચ્છેદ કરવાના યત્નોથી પચાવી પાડી હોઇયા કરી જવાના ઇરાદાથી, સ્વીટ્ઝરલેન્ડ મહાવિકટ દશામા આવી પડયો હતો તેને ઉન્નતિસ્થાનમા લાવવા, તેનો ઉદ્ધાર કરવા સ્વીસ લોકોએ અમલ્ય ધૈર્ય ધારણ કરી, શત્રુઓ સાથે કેવી સખત લડત ચલાવી હતી, સ્વદેશ માટે કેવો સ્વાર્થ ત્યાગ કર્યો હતો, જાનમાલ, સ્ત્રીપુત્રાદિ સામાજિક સુખોને તિલાજલી આપી હતી. હમતે વદને મૃત્યુને આલિંગન આપ્યુ હતુ એકમપી, એક મન બની સ્વદેશોદ્ધારનું અંતિમ ધ્યેય સાધ્ય કર્યું હતું, તેનો સર્વ વૃત્તાંત પ્રસ્તુત પુસ્તકમા યથાર્થ રીતે આલેખવામા આવેલો છે હાલની હિંદુસ્થાનની સ્વતંત્રતાની લડાઇ વખતે આ પુસ્તક દરેક ભારતવાસીએ ખાસ વાચી જવાની જરુર છે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા પહેલા કેટલી કુરબાનીઓ આપવી પડે છે તે વિચારવા યોગ્ય છે જ્યારે દેશભરમા દમનનીતિનો પાર રહેતો નથી ત્યારે આવા પુસ્તકો વાચવાથી કેવા પ્રકારની લડાઇના મોરચા ઉભા કરવા અને દેશને એ અગ્નિકુંડમાથી ઉગારવાનો કયો રસ્તો ગ્રહણ કરવો એ બતાવશે કી રૂ. ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે મળશે. ગ્રાહક થઇ અસંખ્ય લાભ મેળવો પોષ્ટેજ અલગ.

## શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનુ પુસ્તક બીજું.

# ઇટલીનો રણયજ્ઞ.

---

ભારતવર્ષમા અત્યારે આઝાદી માટે અહિંસાત્મક લડત ચાલી રહી છે એ સમયે આ પુસ્તક વાચી જવાની ખાસ જરૂર છે ઇટલીના અસખ્ય વીર પુત્ર પુત્રીઓએ પોતાની માતૃભૂમિની ખાતર જે સકટો વેઠયા, ભોગો આપ્યા અને જીવનના જે બલિદાનો આપ્યા, એ બતાવનારી રોમાચક અને વીરરસભરી કથા વાચવાથી માલમ પડશે કે આઝાદી મેળવવી એ કાઇ રમત નથી. જેના હૃદયમા દેશાભિમાનની ધગધગતી જ્વાળા ભભુકી રહી હોય એજ સ્વતત્રતા મેળવી શકે છે ઇટલીનો આખો જ્વલત્ ઇતિહાસ આ પુસ્તકના પાને પાને સિંચેલો જોશો

મહાત્મા ગેરિબાલ્ડી, વીર સેનાની મેઝિની અને કુશળ રાજપુરૂષ કાવૂરના અદ્ભૂત પરાક્રમો વાચવાથી સ્વરાજ્યની લડત કેવી હોય છે તેનુ ભાન થાય છે પુસ્તક વાચવાનુ શરૂ કીધુ કે આખુ પુસ્તક વાચી ગયા શિવાય જરાપણ સબુરી રાખી શકાય તેમ નથી

ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે મળશે તમો ગ્રન્થમાળાના ગ્રાહક ના બન્યા હો તો આજે જ ગ્રાહક બની એક રૂપીઓ મોકલાવી નામ નોધાવી લેશો પાછળથી પુસ્તક મળે કે નયે મળે તેની ખાત્રી આપી શકાય તેમ નથી કારણ કે પુસ્તક તેવુજ લખાયુ છે ક્રાઉન સાઇઝ, સુદર એન્ટીક કાગળ, પૃષ્ટ સખ્યા ૩૨૫ ગેરિબાલ્ડી, મેઝીની, કાવૂર અને તે વખતની લડાઇના કુલ પેઇજ ૧૬ ચિત્રો, સળગ છીંટ, પાકુ પુઠું, સોનેરી ટાઇપ. કીં, માત્ર રૂ ૨-૮-૦

# અલ્પ નિવેદન.

---

હિંદી સ્વાતંત્ર્યનો જયઘોષ અને સ્વરાજ્ય મંત્રનો ધ્વનિ આજકાલ સ્થળે સ્થળે સંભળાઇ રહ્યો છે. અસહકારના પ્રચંડ આંદોલન પછી ભાગ્યે જ એવો ભારતપુત્ર હોય કે જેના હૃદયમાં સ્વાતંત્ર્યના કિરણો હજીએ પ્રકાશીત થયા ન હોય, સ્વરાજ્યની અમૃતધારાથી તે પુનીત થયો ન હોય '

પણ અશક્ત અને શસ્ત્ર કે સાધન વિનાની પરવશ અને ગુલામ પ્રજાના મહા પ્રયાસો પણ નિષ્ફળ નિવડયાનો આભાસ થવાના અનેક પ્રસંગ આવી ચઢે છે વિવિધ મનોરચનાને લીધે તેવે પ્રસંગે પ્રજામાં નિરૂત્સાહ પણ ફેલાઇ જાય છે દુનિયાપરના ભૂતકાળમાં પરતંત્ર હોવા છતાં અત્યારે સ્વાતંત્ર્ય ભોગવતા દરેક રાષ્ટ્રોના ઇતિહાસમાં આવા બનાવો મળી આવવા મુશ્કેલ નથી

અસહકારની બે વર્ષની પ્રવૃત્તિ પછી આવો સમય આપણા દેશમાં પણ આવી પહોંચ્યો લાલાજી કહે છે "હા, આમ થવાનું એ તો અપેક્ષીત જ છે. ઉલટુ આમ ન બને તો જ નવાઇ' આમ થવાના કારણો તથા તેવે વખતે જાળવવાની સાવચેતીનું સુંદર વિવેચન સદર પુસ્તકમાં ચોથા અને પાંચમા ભાગમાં વાચકોને મળી આવશે અને તે વિવેચન કર્યા પછી લાલાજી કહે છે, 'ખાત્રી રાખજો કે આમ થાય તોએ અંતે જય તો તમારો જ છે ફક્ત ગીતાના ઉદ્બોધક મંત્રો જપીને કાર્ય કરવા મંડી જવાનું છે.'

ત્યારે આ ઉદ્બોધક મંત્રો કયા એનો વિચાર કરવો જરૂરનું છે
" **सुखदु खे समेकृत्वा लाभालाभौ जयाजयौ। ततो युद्धाय युज्यस्व नैव पापमवाप्स्यसि ॥** "

આવી અક્ષોભ મનોવૃત્તી કેળવવા માટે જ સઘટના અને શિક્ષણની ભારે અગત્ય છે. એ વિષેનુ વિવેચન પણ પ્રસ્તુત પુસ્તકમા લાલાજીએ યથાર્થ રીતે કરેલુ છે.

આપણું સ્વરાજ્યનુ કાર્ય એ તો એક યુદ્ધ છે. આવા કર્તવ્ય થઇ પડેલા યુદ્ધ વિષે ગીતાજીનો બીજો મંત્ર એ છે

" **स्वधर्ममपिचावेक्ष्य न विकम्पितुमर्हसि। धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥** "

કર્તવ્ય જોઇને ગભરાઇ ન જવુ જોઇએ પણ સુખદુ ખ, લાભ હાની, જય કે હાર એનો વિચાર સરખોએ ન કરતા આવા ધર્મ-યુદ્ધમા યાહોમ કરવુ એ જ ખરૂ કર્તવ્ય હોઇ શકે.

પણ મનની આવી તૈયારી થઇ કર્તવ્યને માટે આત્મબલિદાન કરવાની સ્ફૂર્તિ ક્યારે થાય ?

" **क्लैब्यमास्मगम पार्थनैवत्वय्यु पपद्यते। क्षुद्र हृदय-दौर्बल्य त्यक्त्वोत्तिष्ठ परन्तप ॥** "

નામર્દાઇ–બાયલાપણાનો સ્વિકાર ન કરવો, તેથી ફાયદો ન થાય હૃદયની દુર્બલતાનો ત્યાગ કરી ( કર્તવ્યને માટે ) ઉભા થઇ જવુ જોઇએ.

લાલાજીના પ્રસ્તુત વિવેચનમાથી આજકાલના કાર્યકર્તાઓને ઘણી શિખામણ મળી આવે તેમ છે. રાષ્ટ્રની ઉન્નતિ એક જ એક

કાર્ય પદ્ધતિમા રહેની છે એમ માનવુ ભૂલભરેલુ છે આ ત્રિવિધ જગતમા ત્રિવિધ વૃત્તીના મનુષ્યો વસે છે. એટલે દરેકની વૃત્તિ મુજબ તેની સાધનપ્રિયતા પણ ભિન્ન હોઇ શકે. જેથી સાધ્ય વિષે જો હદ યમા જવાળા ભભુકી રહી હોય તો દરેકે પોતપોતાની અનુકુળતા મુજબ સાધનોનો ઉપયોગ કરી લેવો જોઇએ અમુક એક માર્ગે જ જવુ એ તો એક પ્રકારની માયા છે ખરા કાર્યકર્તાઓ તથા દેશના એક માત્ર નેતાએ આ માયાને મિથ્યા ગણી સત્યનો શોધ કરી લેવાનો છે. ' **साधनानामनेकता** ' એટલે કાર્ય સાધવામા સાધનો અનેક હોઇ શકે પણ એક સત્ય સંકલ્પમાથી જ અનેક સાધનો ઉદ્ભવતા હોય તો તેઓ ધ્યેયને હાનિ કર્તા નિવડે એ ભય જ ખોટો છે. એ ભ્રમણા કહેવાય

તેથી લાલાજી કહે છે કે સાધનોની ઉપાધી છોડીદો **ધારાસભામાં જનારા ધારાસભામાં જઇ દેશનુ કાર્ય કરે, બહિષ્કારવાદીઓ તેમને રસ્તે જાય. અહિંસા અને ખાદીવાળા પોતાનું કામ કરી લે.**

કાશી જાત્રા કરવાનું નક્કી થયા પછી કોઇ બળદગાડીને રસ્તે જાય, કોઇ મોટરમા જાય કે કોઇ આગગાડીમા જાય આપણી સરત કાશી જાત્રાની છે, મોટર કે આગગાડીની નથી તેમ જ સ્વરાજ્ય મેળવવુ છે. પછી કોઇ કયે રસ્તે જાય, કોઇ કયો માર્ગ લે એ જેની તેની અનુકુળતા પર આધાર રાખે છે

તેથી આજે દૃષ્યમાન થતી શિથિલતાને લીધે મુઝાઇ ન જતા કાર્યકર્તાએ ફળરહીત ભાવથી કર્તવ્યને ધર્મ ગણીને ઉપાડી લેવુ જોઇએ. પોતપોતાની આવડત મુજબ સાધનો નક્કી કરી લઇ " **हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्** " એ

ભગવદ્વચનને પ્રમાણુ માની દેશ સ્વતત્રતાને અર્થે **तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धायकृत निश्चय ।**

અભિનવ ભારતીઓને ચરણે સેવકનુ એજ નિવેદન હોઇ શકે

સને ૧૯૨૪ની મહાસભા પહેલા આ પુસ્તક પ્રસિદ્ધ કરી ઘણી ઉતાવળે મ્હાર પાડવાનુ ધારી છાપવાનુ કામ બહુ ઝડપથી કરતા કેટલેક સ્થળે અશુદ્ધતા રહી ગઇ છે તો તે પ્રત્યે વાચક વર્ગ ક્ષમા કરશે

સેવક, **લાલજી.**

---

# સંસાર સ્વપ્ન.

હિન્દના તત્વજ્ઞાન અને પ્રાચીન સસ્કૃત સાહિત્યમા તરબોળ થયેલા **ડક્કન કોલેજના પ્રખ્યાત પ્રોફેસર બેઇનના** “The Descent of the Sun” ના પુસ્તકોનો સુદર અનુવાદ છે અત્યાર સુધીમા પ્રોફેસરના જે જે અનુવાદો ગુજરાતી ભાષામા મ્હાર પડયા છે તે બધા ગુજરાતી આલમને બહુજ પસદ પડયા છે

આ વાર્તા પ્રાચિન હિન્દુઓની એક હસ્તલિખિત પુસ્તકમાથી મળેલી દેવ ગાધર્વની કથા છે તેમની કૃતિમા સાહિત્યની દૃષ્ટિએ જે ગારવ રહ્યુ છે તેમા જરા પણ ઉણપ આવવા દીધી નથી તે અગ્રેજી પુસ્તકનુ ભાષાતર પણ તેવીજ શૈલી અને મધુર ભાષામા ગુજરાતીમા ઉતાર્યુ છે આ પુસ્તક જે જે વિદ્વાનો અને પત્રકારોના હાથમા ગયુ છે તેમણે તેના મુક્તકંઠે વખાણ કીધા છે પુસ્તક પ્રસિદ્ધ થયાની વાત એક કાનેથી બીજે કાને જતા જતામા તો પુસ્તકો ઉપકાઇ જવા લાગ્યા છે તેજ તેની ઉપયોગીતા અને પ્રિયત્તા બતાવે છે

કિંમત રૂ. ૧–૦–૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦–૧૪–૦

# લાલાજીનાં ગુણાનુવાદ.

## ( લે. પ્રો. તારકનાથ દાસ. અમેરિકા. )

માન્યવર લાલા લજપતરાયજીના છૂટવાના શુભ વર્તમાન સાભળતા અમેરીકામા રહેનાર હરકોઇ હિંદી ભાઇને આનદ થશે ભૂમાતાની સેવા કર્યાના પ્રાયશ્ચિત તરીકે તેમને મળેલી સજા તેમણે ઉમંગથી વધાવી લીધી એ તેમને માટે ધન્યવાદ ભર્યું જ કહેવાય પણ તેથી તેમની તબીયત બગડયાના અશુભ સમાચાર સાભળી દીલમા દિલગીરી ઉપજ્યા વિના પણ રહેતી નથી હિદમાના આગેવાનો તથા જાહેર પ્રજા આ જ્ઞાનવૃદ્ધ દેશભક્તનુ છાજતું ગૌરવ કરશે જ એવી અમો આશા રાખીએ છીએ પરંતુ લાલાજી ફક્ત કોઇ એક 'બડા આદમી' છે એટલુ જ નહી, પણ જેમની દૂર દૃષ્ટિને ભવિષ્યના દર્શન થઇ ચુકયા એવા જે થોડા પુરૂષો આ દુનિયા પર વસે છે, તેમા લાલાજીની ગણત્રી અગ્ર ભાગે થાય છે હિદી ભાઇઓના ધ્યાનમા આ વાત આવી નથી એવી અમને શ કા રહે છે.

વિલાયતના રાજ્યદ્વારી ક્ષેત્રમા લાલાજી વિખ્યાતી ધરાવે છે. ખુદ બાદશાહનો પણ વિરોધ કરનારો પાર્લમેંટમા એક પક્ષ હોય તેના અગ્રેસર મિ રૅમસે મૅકડોનાલ્ડ ( જેઓ ઇગ્લ ડના મુખ્ય મ ત્રી બન્યા હતા ) જેવા ગ્રહસ્થ સાથે તેમનો પરિચય છે સાહેબે તે પોતાના 'હિ દુસ્થાનનુ રાજ્ય' ( Government of India ) નામના પુસ્તકમા લાલાજીની નોધ કરેલી છે અમારા દેશભાઇઓ કરતા પણ તુર્કી લોકોએ આ હીરાનુ પાણી ઠીક રીતે પારખ્યુ છે. શી રીતે તે નીચેના ઉતારા પરથી જણાઇ આવશે.

ઇ. સ ૧૯૧૫ ની સાલમા જ્યારે હુ કૉન્સ્ટૅન્ટિનોપલમા હતો ત્યારે અનવર પાશાની મુલાકાતનો મને લાભ મળ્યો હતો ત્યાના 'ઇકદામ' નામના સમાચાર પત્રમા મે 'તુર્કસ્થાન અને પૂર્વના દેશો' એ નામનો એક લેખ લખેલો તે લેખ અનવર પાશાને એટલો તો પસદ પડયો કે તેમણે મને પોતાની મુલાકાત માટે બોલાવ્યો સદર લેખમા પરદેશો સાથેના તુર્કસ્થાનના સબધની તો મે ચર્ચા કરેલી જ, પણ વધુમા એમ પણ સિદ્ધ કરેલુ કે હિદુસ્થાનને નિર્મળ સ્વતત્રતા નથી મળી ત્યાસુધી તુર્કસ્થાન પણ કદાપિ નચીંત થઇ શકે નહી મારૂ લખાણુ તે તુર્કી વીરલાને ગળે ઉતર્યું સદર મુલાકતમા મારી નજરે એક વાત આવી, અને તે એ કે અનવર પાશા હિદી રાજકીય ચળવળ તરફ સુક્ષ્મ નજરે જોનારા હોઇ તેઓ દરેક બાબતની પુરી માહીતી ધરાવે છે શરૂઆતમા જ તેમણે લાલાજીના કુશળ સમાચાર પુછ્યા તુર્કસ્થાન અને હિદ એ બે દેશોની ખરી મિત્રાચારી વધે એ હેતુથી એક વિદ્વાન, કુશળ અને બાહોશ મનુષ્ય હિદુસ્થાનના પ્રતિનિધી તરીકે તુર્કસ્થાનમા મોકલાવવો જોઇએ એમ પણ તેમણે મને સૂચવ્યુ 'આપને એવો કયો મનુષ્ય યોગ્ય લાગે છે' એવો મે સવાલ કરતા તેમણે કહ્યું 'હુ તો મુસલમાન કરતાએ હિદુનેજ પસદ કરૂ કારણુ તેથી તુર્કી લોકોને હિદુ મુસલમાનોની એકદિલીનુ કેવુ મહત્ત્વ ભાસે છે એ વાત હિદમાના મુસલમાનોની નજરે આવી જાય આ કામને માટે મારી સાથે પરિચય ધરાવતા મહમદઅલી કરતા પણુ અગ્રેજોએ બ્રહ્મદેશના કેદખાનામા પુરી રાખેલા લજપતરાયનેજ હું વધારે પસદ કરૂ'

લાલાજીને જાપાની લોકો પણ ઓળખે છે તેઓએ થોડા વર્ષ પહેલા જાપાનમા રહી તે દેશ વિષેનો અભ્યાસ કર્યો છે જાપાની

લોકોએ આજ સુધી જે કાંઇ મેળવ્યુ તે વિષે લાલાજીએ તેમના ઘણા જ વખાણ કર્યા છે, અને પોતાના જાપાન વિષેના પુસ્તકમા તેમણે આ વાત હર્ષ સાથે કહેલી છે સદર પુસ્તક મોર્ડન રિવ્યુએ પ્રસિદ્ધ કરેલુ છે

હિંદી કોંગ્રેસ પક્ષના (વિપ્લવ પક્ષના નહી–) લાલાજી એજ પહેલા પુરૂષ છે કે જેમણે બ્રીટીશોના વર્તનપર ધ્યાન બેસાડવાને ખાતર અમેરીકા તથા જુદા જુદા દેશોમાના (Inter National) લોકોના મત કેળવવા એ અગત્યનુ છે એ વાત જાણી લીધી અમેરીકામા પણ તેમણે તેમની દૃષ્ટીએ અનેક મહત્ત્વના કામો કર્યા છે તેમની દૃષ્ટીએ કહેવાનુ કારણ એ છે કે તેમના મતો સાથે હુ મળતો થતો નથી. હુ તો અંગ્રેજોની જરાએ છાયા ન હોય એવી નિર્ભેળ સ્વતંત્રતામા માનનારો હોવાથી લાલાજીની 'ઇંડિયા હોમ રૂલ લીગ' સાથે સંબધ ધરાવતો નહી એટલુ જ નહી પણ અનેક પ્રસગે ખાનગી તેમજ જાહેર રીતે પણ મે તેમનો વિરોધ કર્યો છે પણ લાલાજીએ તો ઉત્તમ ઉત્તમ વર્તમાન પત્રોના અધિપતી તથા ગંભીરધારી પુરૂષો સાથે દોસ્તી બાધી છે આજે જો કે તેઓ અત્રે નથી, તો પણ રચનાત્મક રૂપની મોટી કામગીરી તેઓ કરી ગયા છે વિશેષે કરીને તેમનુ 'ઈંગ્લડને માથે હિંદનુ કરજ' (England's debt to India) નામનુ પુસ્તક મારા આ લખાણની સત્યતા દર્શાવી આપે છે અત્રે રહીને પણ જો કે તેઓ હિંદની ઘણી જ સેવા બજાવતા, તો પણ સ્વદેશમા જવા તેઓ ઘણા જ આતુર થએલા હતા કારણ દેશબાધવોમા રહીને પુષ્કળ કામ કરી શકાય એવી તેમની માન્યતા હતી.

સ્વદેશમા પાછા ફરવાનો બ્રીટીશ સરકારે જરૂરીયાત પરવાનો–પાસપોર્ટ–આપવાનો અનેકવાર ઇનકાર કર્યો હતો. પણ તે દરમ્યાન એવો

એક સંજોગ બની આવ્યો કે જેથી તેમને પોતાનો ઇનકાર ફેરવવો પડયો. ન્યુયૉર્ક શહેરમા ભરાએલી એક જાહેર સભામા લાલાજીએ ભાષણ કર્યું, જેમા તેમણે અમૃતસરની કતલ અને હિંદમાની સ્વરાજ્ય વિષયક ચળવળ એ વિષે લાંબી ચર્ચા કરી તથા બ્રીટીશ સરકારની રાજનીતીનો તિવ્રતાથી નિષેધ કર્યો. તેમજ અમેરીકન લોકોને હિંદવાનોની આ લડતમા મદદ આપવાની તેમણે અરજ કીધી. પ્રસ્તુત સભામા કેટલાક લીબરલ પક્ષના બ્રીટીશ લોકો હાજર હતા બ્રીટન તથા અમેરીકાની દોસ્તી તેમની ઉદારમતવાદની શરતો પર ઘડવા માટે તેઓ તે વખતે અત્રે આવેલા હતા અને આ સભામા જો કે લાલાજીના મતને બાહ્ય રીતે તેમને ટેકો આપવો પડયો, તો પણ આવા ભાષણોથી આપણુ કામ પુરી રીતે બગડશે એવી તેમને અંદરથી બીક તો લાગીજ તેથી તેમણે બ્રીટીશ સરકારને સમજાવવાનો પ્રયાસ શરૂ કર્યો તેમની સલાહ એવી હતી કે લજપતરાયને હવે હિંદમા પાછા ફરવાની પરવાનગી આપવી. કારણ અહીં રહીને તેઓ બ્રીટીશોએ હિંદમા કેવો જુલમ વર્તાવ્યો છે તેની અમેરીકન લોકોને માહીતી આપી રહ્યા છે. જેનો આપણે કોઇ પણ રીતે અટકાવ કરી શકીએ તેમ નથી ઉલટુ હિંદમા રહી જો તે આવુ કાઇ કરે તો તેમને જેલની અંધારી કોટડી સહેજે બતાવી શકાય આ વાત બ્રીટીશ સરકારને ઠીક લાગી અને લાલાજીને સ્વદેશ જવાની પરવાનગી અપાઇ છતા પ્રવાસ વિષે કેટલાક નિયમ તો રાખવામા આવેલા હતા જ. પાછા ફરતા ઇંગ્લંડમા ઘણો વખત રહેવાની તેમને મનાઇ કરવામા આવેલી હતી

એ રીતે હિંદમા જઇ કાર્ય શરૂ કરતાજ જેલમા જવાના સંભવથી તેઓ કોઇ પણ રીતે અણવાકેફ નહતા તે તો આ વાતને માટે તૈયાર જ હતા. લાલાજી જ્યારે અહીંથી સ્વદેશ જવા નીકળ્યા

ત્યારે તેમના સન્માનમા કેટલાક અમેરિકન મિત્રોએ તેમને મિજબાની આપી. તે પ્રસગનું દર્શન મને પણ થઇ રહ્યું છે.

ન્યુયૉર્કના નેશન નામના વર્તમાન પત્રના અધિપતિ મિ. વિલર્ડ તે પ્રસગે પ્રમુખ સ્થાને હતા તેમણે કહ્યું "લાલાજી તમે મનથી તો અમેરીકન જ છો એમજ અમો માનીએ છીએ હિદવાસીઓને અમારી શુભેચ્છા દર્શાવનારા તમો અમારા વકીલ હો એમ માનીને જ અમો તમને આજે રજા આપીએ છીએ. તમારી માતૃભુમીમા તમો જે કાર્ય કરશો તે પ્રત્યે અમો નીગાહથી ધ્યાન આપીશુ"

લજપતરાય આ દુનિયાપરના એક શ્રેષ્ઠ પુરૂષ છે તેમના છુટકારા પછી તેઓ મહાસભાના કામકાજમા ભાગ લઇ શકે એ તો હિદી ભાઇઓના ભાગ્યજ ગણાય લાલાજી એકાદ સ્વતત્ર દેશમા જન્મ્યા હોત, તો તેઓ ત્યાના મુખ્ય પ્રધાનને પદે જરૂર બિરાજત, પરતુ મહાસભાના મત્રી મડળના પ્રમુખ તરીકે ચુટીને તેમનુ બહુમાન આજે પણ હિદી ભાઇઓ કરી શકે છે

એ દ્રષ્ટીથી એક સુચના અત્રે કરવી ઘટે છે, અને તે એ કે મહાસભાને ચર્ચા કરનારા મડળના રૂપમા ન રાખતા જો તેને ખરેખરી કાર્યકારી સંસ્થા બનાવવી હોય, તો કૅાંગ્રેસે એક મત્રિ મડળ સ્થાપી લાલાજીને તે મડળના અધ્યક્ષ જ નિમવા જોઇએ જો તેમને આ સ્થાન માટે ચુટવામા આવે તો તેઓ પરદેશ ખાતું, રાષ્ટ્ર-રક્ષણ ખાતું, શિક્ષણ ખાતું વિગેરે જેવા મહત્ત્વના ખાતા સ્થાપી પોતાના મત્રિ મડળ દ્વારા દેશને જલદીથી આબાદીનીએ ચઢાવે લાલાજી જેવી યોગ્યતાવાળો સુત્રધાર હોવામા દેશને ઘણો ફાયદો રહેલો છે તેથી તુર્કસ્થાન, જાપાન, ફ્રાન્સ, અમેરીકા, ગ્રીસ અને ઇંગ્લડ વિગેરે દેશોમા વિશ્વાસ ઉત્પન્ન થાય હિંદના પ્રશ્નોને (Inter-national) આતર-રાષ્ટ્રીય વ્યવહારનું રૂપ આપવાનું મહત્વ તેઓ સારી રીતે જાણે

છે તેથી બીજા નેતાઓ મુજબ લંડન અને અંગોરા પરજ આધાર ન રાખતા યુરોપનુ રાજદ્વારી અગ્રસ્થાન-પેરીસ, એશીઆનુ-કેન્દ્ર-ટોકીઓ, અને દુનિયાના મધ્યબિંદુ-વોશિંગ્ટન, વિગેરે સ્થળ તેઓ હિંદના પ્રતિનિધી મોકલશે. લાલાજી પ્રબોધક, દાતા, સમાજ સુધારક, લેખક, મુત્સદ્દી એવા અષ્ટવિધાની પુરૂષ છે આજની સ્થિતીમા તેમના જેવા રચનાત્મક કાર્ય કરનારા રાજ્યદ્વારી આગેવાનો હિંદમા ભાગ્યે જ હોય ' પરમેશ્વર તેમને દિર્ઘાયુ આપે અને તેમના હાથથી દેશને સ્વતંત્રતા અપાવે '

---x * x---



**Lala Lajpat Rai** लाला लजपतराये

*A L Nanavati & Co 15 Bhandari Street Bombay 3 I A P H*

# લાલાજીનું રાજકીય તત્ત્વજ્ઞાન

: ૧ :

## અસહકાર એટલે શું ?

અસહકારની ચળવળના બે અંગો છે એક રચનાત્મક અને બીજુ વિધ્વંસક કે સંહારક માગણી કર્યે પણ સહકાર કરવો નહિ એવો આપણી ચળવળનો હેતુ કદાપિ હતો નહિ ગયા દોઢ સૈકાથી આપણે બ્રિટિશ સરકાર સાથે સહકાર કરી રહ્યા હતા, પણ આજ સુધી વખતોવખત જે વચનભંગ કરવામાં આવ્યો તથા વિશ્વાસઘાતથી આપણા મુળભૂત હકકોને છીનવી લેવામાં આવ્યા તેના સક્રિય નિષેધને અર્થે જ આપણે સહકારનો ત્યાગ કર્યો છે. આપણી સ્થિતિના વસ્તુ-દર્શન પરથી પણ એ વાત સ્પષ્ટ થઇ ચુકી છે કે નિર્ભેળ અને પૂર્ણ અસહકાર સ્વીકારવા યોગ્ય છે જ નહિ.

'શાંતિપૂર્ણ અને ન્યાયમાર્ગે' જ પોતાનો ઉદ્દેશ સાધવાનો જેમનો હેતુ છે તેમનાથી સરકાર સામે નિર્ભેળ અસહકાર થવો અશક્ય

છે એ વાત પ્રારંભથી ચોકખેચોકખી રીતે કહી દેવામા આવેલી છે ઇ. સ ૧૯૨૦ ની કલકત્તા તથા નાગપુરની મહાસભાઓમા પસાર થએલા અસહકારના ઠરાવોના શબ્દો તરફ ધ્યાન દઇએ, તો એ વાત સારી રીતે ધ્યાનમા આવે છે, અને જવાબદાર આગેવાનોએ પોતાના ભાષણોમા પણ તેની તે જ વાત ફરીફરીને કથેલી છે

કલકત્તાની ખાસ મહાસભામા નીચે મુજબનો ઠરાવ પસાર થયો હતો –

" ખિલાફતની બાબતમા હિંદુસ્થાન સરકાર અને બ્રિટિશ સરકારને હિંદુ મુસલમાનો તરફનું પોતાનુ કર્તવ્ય સમજાયુ નથી અને મુખ્ય પ્રધાને તેમને આપેલા વચનોનો જાણીજોઇને ભગ કર્યો છે. આ બીના ધ્યાનમા લેતા મુસલમાન વિનાના બીજા હરેક હિંદવાસીએ મુસલમાનભાઇને તેમની ધાર્મિક આપત્તિમાથી મુક્ત થવાને કામે ન્યાયભર્યા માર્ગે મદદ કરવી એ તેની ફરજ છે "

" તેમજ ૧૯૧૯ સાલના એપ્રીલ માસમા બનેલા બનાવો તરફ જોતા ઉપલી બન્ને સરકાર પંજાબમાની નિરપરાધ પ્રજાનુ રક્ષણ કરી શકી નહિ, અથવા તેમ કરવામા તેમણે આનાકાની કીધી. તેમ જ લોકો સાથે સિપાઇને ન છાજે તેવુ જગલી વર્તન કરનારા ગુન્હેગાર અમલદારોને સજા આપવામા પણ ઉપલી સરકારે આનાકાની કે બેદરકારી બતાવી, તથા અમલદારોના જગલી વર્તન માટે તેમ જ તેમના અમલ નીચે લોકોને જે હાડમારી વેઠવી પડી તે માટે મર માયકેલ ઓડવાયર પ્રત્યક્ષ રીતે જવાબદાર હોવા છતા તેને નિર્દોષ ગણી છોડી દેવામાં આવ્યો અને ઉમરાવોની સભામા થએલી ચર્ચામા હિંદી પ્રજા તરફ લાગણી સરખીએ ન દેખાઇ એટલું જ નહી પણ

પંજાબમાં ચાલેલી દહેશત ઉપજાવનારી પદ્ધતીને જ ટેકો આપવામાં આવ્યો. તેમજ થોડી મુદત પહેલાના વાઇસરૉયના જાહેરનામાં પરથી પણ સરકારને ખિલાફત તથા પંજાબ પ્રકરણ વિષે દિલગીરી લાગતી હોય એમ જરાએ જણાતુ નથી, તેથી આ કૅાંગ્રેસ એવો મત જાહેર કરે છે કે ઉપલા બન્ને સવાલોનો નિર્ણય થયા વિના હિંદી પ્રજાનું સમાધાન થઇ શકે તેમ નથી તેમ જ આવા બનાવો ફરીથી ન બને તે માટે તથા દેશને થએલા અપમાનના બદલામાં સ્વરાજ્યની સ્થાપના કરવી એ એક જ ઇલાજ હોઇ શકે, તેથી મિ. ગાંધીએ ઘડેલો રચનાત્મક અહિંસા-પ્રધાન અસહકારનો ઠરાવ ઉપલા દુખોનું ભંજન હોઇ સ્વરાજ્ય સ્થપાય ત્યાં સુધી તેને અમલમાં ઉતાર્યા વિના હિંદી પ્રજાનો છૂટકો નથી."

"જેથી આજસુધી જેમણે લોકમત કેળવવાનું તથા લોકોના પ્રતિનિધિ તરીકેનું કામ કર્યું, તેમણે જ હવે પછી પણ કાર્ય કરતા રહેવું. તથા સરકાર લોકોને માન અને પદવીઓ આપીને તથા પોતાના તાબામાંની શાળા, ન્યાયકોર્ટ યા ધારાસભાઓ દ્વારા પોતાનો અમલ મજબૂત કરતી જાય છે તેથી તેમ જ આ લડત ચલાવતા બને તેટલા ઓછા જોખમે આપણા હેતુ-સાધનને અર્થે અવશ્ય હોય તે થોડો ઘણો સ્વાર્થ ત્યાગ કરવો જોઇએ, તેથી આ કૅાંગ્રેસ જાહેર કરે છે કે-

(૧) સરકારી હોદ્દા, માન, પદવી કે માનવી અધિકારોનો ત્યાગ કરી સ્થાનિક સંસ્થાઓમાં હાલ જે સભાસદો હોય તેમણે પોતાની જગાઓના રાજીનામાં આપવા.

(૨) સરકારી સભા, દરબાર કે બીજા સહકારી અથવા તે વલણના સમારંભ, કે જે સરકારી અધિકારીઓ તરફથી અથવા તો

તેમના સન્માન માટે બોલાવવામા આવે તેમા હાજરી આપી ભાગ ન લેવો.

(૩) સરકારના તાબાની કે ગ્રૅંટ વા અન્ય કોઇ રીતે સરકારી મદદથી ચાલનારી શાળા અને કૉલેજોમાથી છોકરાઓને ઉઠાડી લેવા અને તેમની કેળવણીને માટે પ્રાતે પ્રાતે રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી.

(૪) સરકારી ન્યાયઅદાલતોનો પક્ષકાર તથા વકીલોએ બહિષ્કાર કરવો તથા લોકોની તકરારો પતાવવા માટે પચાયત નિમવી

(૫) લશ્કરી સિપાઇ, કારકુન અને મજુરોએ મેસોપોટેમિયામા નોકરી કરવા જવાની ના પાડવી.

(૬) ધારાસભાઓની નવી ચુટણીને માટે ઉભા રહેલા ઉમેદ વારોએ પોતાની ઉમેદવારીની અરજી પાછી ખેચી લેવી તેમ જ કૅાંગ્રેસની આજ્ઞા તોડીને જેઓ ચુટણી માટે ઉભા રહે તેમને કોઇએ પણ મત આપવો નહિ

(૭) પરદેશી માલનો બહિષ્કાર કરવો

કેળવણી ( Discipline ) અને સ્વાર્થત્યાગ વિના કોઇપણ રાષ્ટ્રનો અભ્યુદય થતો નથી અને અસહકારને કેળવણી તથા સ્વાર્થત્યાગના શસ્ત્ર તરીકે ઉપાડવામા આવે છે, જેથી રાષ્ટ્રમાની હરકોઇ વ્યક્તિને તેવુ શિક્ષણ મળે તે અર્થે આ કૅાંગ્રેસ સ્વદેશી કાપડનો પુરસ્કાર કરે છે દેશમા આજે ચાલુ મિલોમાથી પુરતુ કાપડ અને સુતર પેદા થતું નથી. તેમ જ તે જલદીથી તેમ કરી શકે એવો સભવ પણ નથી તેથી કાપડની અછત મટાડવા માટે ઘરદીઠ રેટીયો ચાલુ

કરવો અને જે લાખો લોકોએ ઉત્તેજન ન મળવાને લીધે પોતાનો વણ-વાનો ધંધો છોડી દીધો તે વણકરોની સાળોનો જીર્ણોદ્ધાર કરવાની બનતી કોશેષ કરવી જોઇએ એવો આ કૉંગ્રેસ ઠરાવ કરે છે. ”

હવે નાગપૂર મહાસભાના ઠરાવો જુઓ —

“ આ કૉંગ્રેસનો મત એવો છે કે હિંદુસ્થાન સરકારે દેશનો વિશ્વાસઘાત કર્યો છે તથા જાહેરપ્રજાનો તો સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય થઇ ચુકયો છે, અને છેલ્લી ખાસ મહાસભા પહેલા વિશેષે કરીને ખિલાફત અને પંજાબની કતલ સંબંધેના દુ:ખભંજનને અર્થે જે ઉપાયો યોજવામા આવ્યા તેમનો જરાએ ઉપયોગ થયો નથી, જેથી આ કૉંગ્રેસ કલકત્તામા પસાર થયેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ અત્રે પણ માન્ય કરીને જાહેર કરે છે, કે એક છેડે સરકારની સાથે કરવામા આવતા સહકારના બહિષ્કારથી બીજે છેડે કર ન આપવા સુધીની અસહકારની સર્વે કલમોનો મહાસભા અથવા ઑ. ઇ. કૉંગ્રેસ કમિટી મુકરર કરે તે તે વેળાએ અંગીકાર કરવો અને તે દિશાએ દેશની તૈયારી કરતા નિચેના કામો કરવા —

( ૧ ) ૧૬ વર્ષની અંદરની ઉંમરના છોકરાઓના પાલકોએ સરકારની માલેકીની કે તેની મદદથી ચાલનારી અથવા અન્ય કોઇ પણ રીતે સરકાર સાથે સંબંધ ધરાવતી શાળાઓમાથી પોતાના છોકરાઓને ઉઠાડી લેવા અને તેમને રાષ્ટ્રીય શાળામા અથવા તેવી શાળા ન હોય ત્યા અન્ય રીતે શિક્ષણ આપવુ

( ૨ ) ૧૬ વર્ષ ઉપરાતની ઉંમરના વિદ્યાર્થીઓ જે રાજ્યપદ્ધતિને આખા દેશે નાબુદ કરવાનો નિશ્ચય કર્યો છે તેવી રાજ્યપદ્ધતિને આધીન હોય એવી શાળામા જવુ સદ્વિવેક બુદ્ધિથી ઉલટુ છે એમ માનતા

હોય, તો ભવિષ્યની સ્થિતિનો વિચાર સરખોએ ન કરતા તેવી શાળાઓનો તેઓ તત્કાળ ત્યાગ કરે અને અસહકારના અગભૂત કાર્યક્રમમા જોડાઇ જાય અથવા રાષ્ટ્રીય શિક્ષણ લેતા થાય.

( ૩ ) તેમ જ મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડોની શાળાઓના ચાલકો, શિક્ષકો તથા ટ્રસ્ટીઓએ તે શાળાઓ સાથેનો સરકારી સબધ તોડીને તેમને રાષ્ટ્રીય બનાવવી

( ૪ ) વકીલોએ વકીલી તહકુબ કરી અદાલતોનો બહિષ્કાર વાદીપ્રતિવાદીસહ યશસ્વી કરવાના પ્રયત્નોમા જોડાઇ જવુ અને ખાનગી પચાયતો માર્ફતે લોકોની તકરારો પતાવવી

( ૫ ) હિદુસ્થાનને આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર કરવાને અર્થે વેપારીઓએ વિલાયતી માલનો બહિષ્કાર કરી શુદ્ધ સ્વદેશી ધધાને ઉત્તેજન આપવુ આ કામ માટે ઑલ ઇ કૉ. કમિટિએ આર્થિક બહિષ્કાર ફળીભૂત કરવા માટે જાણકારોની એક કમિટિ નિમી તે દ્વારા એક યોજના ઘડી કાઢવી.

( ૬ ) અસહકારનો વિજય સ્વાર્થત્યાગ પર અવલબી રહેલો છે, એટલે દેશમાના હરકોઇ સ્ત્રી પુરુષે દેશકાર્યને માટે વધુ ને વધુ સ્વાર્થત્યાગ કરવા લોકોને ઉત્તેજવા

( ૭ ) અસહકારની ચળવળ જોરથી આગળ વધે તે માટે ગામડે ગામડે અથવા કેટલાક ગામડાઓએ મળીને એક કમિટી નિમવી, તથા પ્રાતેપ્રાતના દરેક મુખ્ય શહેરમા એક એક મધ્યવર્તી કમિટિ સ્થાપવી

( ૮ ) રાષ્ટ્રીય કામો કરનારા સ્વયસેવકોની સઘટના ( organisation ) કરવી અને તેને 'હિદી રાષ્ટ્રીય સેવાસંઘ' એ નામ આપવુ. આ સઘ પાસે 'હિદ સ્વરાજ્ય ફંડ' એ નામથી

અસહકારની ચળવળ ચલાવવાને માટે જોઇતા પૈસા ભેગા કરવા-વિગેરે કામો કરાવવા.

અસહકારની ચળવળમા દેશની આજ સુધી જે પ્રગતિ,-વિશેષે કરીને ધારાસભાનો બહિષ્કાર કરીને-થઇ છે, તે વિષે કૅાંગ્રેસને ધન્યવાદ ઘટે છે અને જે રીતે આ બહિષ્કાર ફત્તેહમંદ થયો તે તરફ ધ્યાન આપી આ કૅાંગ્રેસ જાહેર કરે છે કે ચાલુ ધારાસભામા દેશના પ્રતિનિધિ-તત્ત્વો નથી જેથી તે તે જીલ્લામા બહુ સખ્યાએ મત આપવાને ઠેકાણે ન જવાનો નિશ્ચય કર્યા છતા પણ જે લોકો ચુટણી માટે ઉભા રહી સફળ થયા, તેમણે હવે પોતાની જગાના રાજીનામા આપવા. છતાએ લોકમતની દરકાર ન કરતા અને પ્રજાસત્તાના તત્ત્વનો વિરોધ કરી જો તેઓ રાજીનામા ન આપે તો તેવા લોકો તરફથી કોઇ પણ પ્રકારનુ રાજકીય કામ કરાવી લેવાની મતદારોએ સાફ ના પાડવી. વળી લોકપક્ષ, લશ્કર, અને પોલીસોમા દિનપ્રતિદિન મિત્રાચારી વધતી હોવાનુ કૅાંગ્રેસની નજરે આવતુ જાય છે આથી જ્યારે દેશને વિઘાતક થઇ પડે એવા હુકમ અધિકારીઓ તરફથી ફર્માવ-વામા આવે ત્યારે તેવા હુકમોનો અમલ બજાવણી કરવાનો તેમણે સાફ ઇનકાર કરવો, તથા લોકો સાથે સભ્યતાથી અને વિચારપૂર્વક વર્તી તેમને આજ સુધી લાગેલુ કલંક-કે તેઓ લોકમતને તરછોડનારા છે તે-તેમણે પોતાના વર્તનથી ધોઈ નાખવુ તેમ જ સરકારી નોકરોએ લોકપક્ષના કાર્યમા ખુલ્લી રીતે પણ પ્રત્યક્ષ કામ ન કરતા-સામેલ થવુ અને લોકો સાથે સહૃદયતા તથા પ્રમાણિકપણાથી વર્તવું તેમ જ રાજકીય ચળવળને ખુલ્લી રીતે પૈસાની મદદ આપવી, તથા દેશ બોલાવે ત્યારે પોતપોતાની નોકરીઓ છોડી

દેવા તૈયાર રહેવુ એવી આ કૅાંગ્રેસ તેમને સૂચના કરે છે અહિંસા એ તો અસહકારનો અભિન્ન ભાગ છે, તેથી લોકોએ અનત્યાચાર પર વિશેષ ધ્યાન આપવુ એવી કૅાંગ્રેસની ભલામણ છે ભાષણ કે કૃતિમા પણ સરકાર સામે અનત્યાચાર જેટલો અગત્યનો છે તેટલી જ જરૂરીયાત આસપાસમા અનત્યાચાર જાળવવાની છે અત્યાચાર ખરી પ્રજાસત્તાને તો નુકસાનકારી છે જ, પણ તે અસહકારના બીજાં અંગોને પણ હાનિકારક છે છેવટે ખિલાફત અને પંજાબના રમખાણનો નિર્ણય આણીને એક વર્ષમા સ્વરાજ્ય સ્થાપન કરવા માટે આ કૅાંગ્રેસ દેશમાની અન્ય સંસ્થાઓને સરકાર સામે અનત્યાચારી અસહકાર શરૂ કરવા લોકોને ઉત્તેજવની ભલામણ કરે છે. તેમ જ અસહકારનો વિજય લોકોના પરસ્પર સહકારમા સમાએલો હોવાથી આ કૅાંગ્રેસ દેશમાની સર્વે સંસ્થાઓને હિંદુ-મુસલમાનની એકતા વધારવાની ભલામણ કરે છે તેમ જ આ કૅાંગ્રેસના હિંદુ પ્રતિનિધિ ઉચ્ચ વર્ણના હિંદુઓને 'બ્રાહ્મણ અબ્રાહ્મણ'નો ઝગડો મટાડી હિંદુત્વને અસ્પૃશ્યતાનો લાગેલો ડાઘ ધોઈ નાખવાની, તેમ જ ધર્મગુરૂઓને પછાત કોમોમા સુધારણા કરવામા મદદ આપવાની વિનંતી કરે છે "

ઉપર મુજબની પાસ થએલી અસહકારની કલમો સંપૂર્ણ તો નથી જ પણ જોઇએ તેવી તે વ્યાપક પણ નથી. અસહકારનો હેતુ ચાલુ રાજ્યપદ્ધતિ નિર્બળ કરવા માટે અથવા તેની પ્રતિષ્ઠા ઉતારવા માટે લોકોના મન બદલી નાખવાનો હતો તેના મુળ ઇતિહાસનો અથવા તેણે મેળવેલા યશ કે અપયશનો અત્રે વિચાર કરવાનો નથી તેમા સમાએલા તત્ત્વ જ ફક્ત તપાસવાનો આ પ્રયાસ છે. પ્રથમ આપણે સંહારક કે વિનાશક ભાગનું નિરીક્ષણ કરીએ તેમા –

(૧) ધારાસભા, ન્યાયઅદાલતો અને વિદ્યાખાતાનો ત્રિગુણ બહિષ્કાર.
(૨) પદવી, માનની જગા અને અધીકારનો બહિષ્કાર
(૩) વિલાયતી કાપડનો બહિષ્કાર
(૪) અગ્રેજોના હાથ નીચેની નોકરીઓ-વિશેષે કરીને લશ્કરી અને પોલીસખાતાની નોકરીઓનો બહિષ્કાર અને
(૫) કરવેરા ન ભરવા

એટલા પ્રકારના બહિષ્કાર ગણાવી શકાય.

હવે બીજી એટલે રચનાત્મક બાજુ જુઓ તેમા -

( ૧ ) એકતારૂપ રાષ્ટ્રીયભાવના ઉત્પન્ન કરવી

( ૨ ) સદ્ભાવનાનો વ્યવહારમા ઉપયોગ કરી શકાય તે અર્થે મહાસભાની સંઘટના કરી તેની ગામડા, તાલુકા, શહેરો અને જીલ્લાવાર સબકમિટીઓ સ્થાપવી

( ૩ ) હિંદુ મુસલમાનનુ ઐક્ય

( ૪ ) ખાદીની ઉપજ અને પુરવાર કરવી

( ૫ ) રાષ્ટ્રીય શિક્ષણ માટે શાળાઓ, વિદ્યાલયો તથા વિદ્યાપીઠો સ્થાપવા.

( ૬ ) રાષ્ટ્રીય પંચાયતો નિમવી

( ૭ ) 'ટિળક સ્વરાજ્ય ફાળો ભેગો કરવો '

( ૮ ) અસ્પૃશ્યતાનો ત્યાગ કરવો, અને—

( ૯ ) કામદાર લોકોની સંઘટના કરવી

એટલી બાબતોનો સમાવેશ થાય છે.

ઉપલી બાબતો પૈકી દરેક કલમમા આપણું રાજકીય તત્ત્વ દર્શાવેલુ હોઇ તે તત્વનો વ્યવહારમા શી રીતે ઉપયોગ કરી શકાય તેનું જ્ઞાન આપવામા આવ્યુ છે

### હિંદુ-મુસલમાનોનું ઐક્ય —

ઉપરોક્ત રચનાત્મક કાર્યક્રમમાની અનુક્રમ નંબર ૧, ૨, ૩, ૮ અને ૯ એ કલમો આપણી ભવિષ્યની પ્રજાસત્તાના બીજભૂત સિદ્ધાત કહેવાય.

હિંદુ મુસલમાનની એક્તા એ શબ્દપ્રયોગ આ દેશમા વસતા સર્વે ભિન્ન પથીઓની એક્તા સૂચવે છે આ પ્રશ્ન વિષે મે અન્યત્ર ચર્ચા કરેલી છે જ, પણ તેનુ મહત્ત્વ જ એવુ છે કે તે ફરી ફરીને ચર્ચાય તેમ વધારે સારૂ હિંદુ અને મુસલમાન એ આ દેશમાની બે મુખ્ય કોમો છે, એટલે તેમની સખ્યા પણ મોટી જ છે અને તેથી કરીને જ તે કોમો મુખ્ય છે એમ નહિ પણ બીજી દૃષ્ટિએ સુદ્ધા તેમનુ મહત્વ છે મુસલમાની પ્રજાનો અલ્પ ભાગ જ હિંદ બહારના દેશોમા જન્મેલા લોકોનો છે મોટો ભાગ તો સામાજિક તથા જાતિદૃષ્ટિએ પણ હિંદુથી ભિન્ન નથી જ એ જ વાત જૈન, શીખ તથા હિંદી ખ્રિસ્તીઓને પણ લાગુ પડે છે પરતુ પારસીઓ અને બૌદ્ધો તો પરદેશમા જ જન્મેલા છે બૌદ્ધલોક મુળ બ્રહ્મદેશના વતની, આજના બ્રિટીશ હિંદી સામ્રાજ્યમા જો કે બ્રહ્મદેશનો સમાવેશ કરવામા આવેલો છે, તો પણ તે દેશ મુળથી હિંદુસ્થાનથી વિખુટો જ, એટલે તેઓ સબધે વિચાર કરવાનું કારણ નથી. આપણા દેશના અંગ બનવામા નથી તેમને ફાયદો, નથી આપણને ફાયદો બાકી રહ્યા જૈન અને શીખ પણ તે તો મુળથી જ હિંદુ સસ્કૃતિના વારસદાર છે જેથી

સામાજિક કે જાતિદૃષ્ટિએ તો તે હિંદુ કહેવાયજ પણ સંસ્કૃતિથી સુદ્ધા તેઓ સંપૂર્ણ રીતે હિંદુજ છે મુસલમાન કે ખ્રિસ્તીઓનો મોટો ભાગ જો કે હિંદુ જાતીમાથી ઉત્પન્ન થએલો છે, તો પણ તેમણે હવે અહિંદુ ધર્મ અને અહિંદુ સંસ્કૃતિનો સ્વીકાર કર્યો તેથી હિંદુ–અહિંદુ તત્વ તથા રૂઢિથી તેમની સંસ્કૃતિ મિશ્રણ રૂપ બની આપણી સામે આજે જે સવાલ છે તે આપણી કોમોમા તેમને શી રીતે સમાવી દેવાય એ નથી, પણ અભિન્નભાવ કેમ ફેલાવી શકાય એ છે. આવી અભિન્નતા નિર્માણ કરતા કોઇને પણ પોતાના સમાજની સ્વતંત્રતા નષ્ટ થઇ અથવા ઓછી થઇ એમ તો નજ લાગવુ જોઇએ. પણ સર્વદેશીય ભ્રાતૃભાવના માત્ર જાગૃત થવી જોઇએ

એ એક દેશીયભાવના જાગૃત કરવા કોઇને પણ પોતાની જાત નાબુદ કરવાની જરૂર નથી હિંદી હોવા છતા હિંદી મુસલમાન કે હિંદી ખ્રિસ્તી તરીકે સુખેથી રહી શકાય તેમ છે. આથી દરેક ધર્મને સ્વતંત્રના મળે તથા એક દેશની ભાવનાની સંઘટના, સ્થાપના અને અભિવૃદ્ધિ પણ થઈ શકે આ વાત ન બને ત્યાસુધી રાષ્ટ્રીયત્વનો વિચાર કરવો વૃથા છે આ ઐક્ય સામે મને દુનિયાની સંપત્તિ કે સત્તાની પણ પરવાહ નથી

તેમનો ધર્મ અને તેમની સત્તા સત્યપૂર્ણ છે પણ તેમની નજરે તો તેમનો ધર્મ અને શ્રદ્ધા એટલેજ આખુ વિશ્વ–પરબ્રહ્મ; તેથી ધર્મ કે શ્રદ્ધા એ બેમાથી એકે છોડવા તેઓ તૈયાર નથી હોય તો બન્ને, ન હોય તો એકે નહિ–એવી તેમની માન્યતા છે ભવિષ્યમા કદાચ એ બે જાતીમાથી એક કોમ શક્તિમાન બનીને બીજી કોમ પર અધિકાર ચલાવી શકે, પણ તે પ્રજાસત્તા ન કહેવાય.

તે તો હિંદુશાહી કે ઇસ્લામશાહી જ હોય તથાપિ એ વાત સ
કે રાષ્ટ્રીયપક્ષ આવા વિશિષ્ટ પંથમા માનનારો નથી અ
ભાવિ હિંદ વિષેની કલ્પના " આદર્શભૂત પ્રજાસત્ત
રાષ્ટ્ર "ની છે પરંતુ આપણે તે શી રીતે સાધી શકીએ એ ર
તરફ ધ્યાન અપાયુ નથી હિંદુ મુસલમાનની એકતાના જ
હજારો વખત પોકારવામા આવ્યા હશે, તેને સિદ્ધ કરવા તરફ ભાગ
ધ્યાન આપવામા આવ્યુ હોય

એ દૃષ્ટિએ જોતા ગયા ત્રણ વર્ષમા આ કાર્ય માટે લે
મનોભૂમિ તૈયાર કરવાનુ એક મહત્વનું કાર્ય થયુ ઇચ્છા જાગૃ
તેની વૃદ્ધિ થઇ કાર્યસિદ્ધિ થાય તેવુ વાતાવરણ પણ બની ચૂક્
એટલે ઇચ્છા અને શક્તિ એ બન્ને જાગૃત છે પણ કાર્યતત્પર
દૃષ્ટિએ થવો જોઇએ તેવો સૂક્ષ્મ વિચાર માત્ર થયો નથી
કૉંગ્રેસનો વારસો હજી પણ આપણા કામમા આડે આવી રહ્યો
જુની કૉંગ્રેસની ખટપટ સરકારી નિમણૂંકો, તથા અધિકારીની જ
મેળવવાની હતી તેમને તે કાળના રાજ્યકારભારમા પગપેસારો ક
હતો કૉંગ્રેસના શરૂઆતના વીસ વર્ષમા રાજ્યકારભાર સબધે
તકરારો કરવી, સુધારણા યાચવી, વિગેરે સિવાય કોઇપણ
બીજુ કામ તેનાથી થયુ નથી સ્વરાજ્ય અને સ્વાયત્તતાની વા
દૂરજ હતી ' તેમની માગણી મુજબ સુધારા ( Reforms
મળી ચૂકયા, અને તેઓ બાઇ રાજ્યકારભારમા જો
જે કાંઇ મળ્યુ તેથી તેમનુ પૂર્ણ સમાધાન થયુ
એ વાત જો કે ખરી છે, નો પણ બીજાઓને
નાખવાના કામમા સરકાર સાથે સહકાર કરવામા હરકત નથી

તેમની ખાતરી થઇ ચુકેલી જણાય છે. એટલું જ નહી પણ પૂર્વે જે નિગ્રહકારી કાયદા સામે તેમણે વિરોધ ઉઠાવ્યો તેવા કાયદાઓને પણ હવે સમતિ આપવા માટે તેઓ આજે-સુધારા મળ્યા બાદ-તૈયાર થયા તેમની એવી ખાસ માન્યતા જણાય છે કે હરીફાઇની પદ્ધતિથી જ હિંદુ-મુસલમાનોના પ્રશ્નનું નિરાકરણ થાય. કારણ આ દેશના રાજ્યકારભારમા તેમણે યુરોપિય સામાજીક તત્ત્વજ્ઞાનનો જ અંગીકાર કરેલો છે.

માગણીનું તત્ત્વ આજકાલ જાતિવિષયક ક્ષેત્રમા પણ દાખલ કરવામા આવે છે ભિન્ન ધર્મ માનનારી કોમો સરકારનો આશ્રય મેળવવા હરીફાઇ કરી રહી છે ઇ સ ૧૯૧૬ ની લખનૌની કોંગ્રેસે જાતવાર પ્રતિનિધિ-પદ્ધતિનો તાત્કાલિક રીતે સ્વીકાર કર્યો અને તેનું કારણ મુસલમાનોને લાગતો ભય દૂર કરવાનું હતું પરંતુ હવે તો તે તત્ત્વ મુસલમાનોથી અન્ય કોમોમા પણ લાગુ કરવામા આવે છે પંજાબમા શીખ અને મદ્રાસમા અબ્રાહ્મણોને પણ આ જાતિપ્રધાન પ્રતિનિધિત્વનું તત્ત્વ લાગુ થયું છે. અને તે પણ કૌન્સીલમાના પ્રતિનિધિ પુરતું જ નહિ પણ સ્થાનિક સંસ્થાઓમા પણ ચાલુ કરવામા આવે છે પંજાબ અને સંયુક્ત પ્રાંતોમા આવી સ્થિતિ છે જ. પંજાબ કે જ્યા મુસલમાનોની બહુ સંખ્યા છે ત્યા પબ્લિક સર્વીસ અને કેળવણીખાતામા પણ આ તત્ત્વ યોજવામા આવે છે' અને તે વળી એટલેથી પુરૂં થાય એવી એ ખાતરી નથી મતાધિક્યના અધિકારનો ભય લાગતો હોવાથી તેમણે આવું ધાર્મિક જાતવાર-પ્રતિનિધિનું તત્ત્વ ખોળી કાઢી અલ્પસંખ્યાનું રક્ષણ કરવાની યુક્તિ શોધી કાઢી ખરી; પણ આવી અવિચારી અને અપક્વ યોજનાથી આગળ ઉપર કેવા

સંકટો આવી પડવાનો સંભવ છે, તેનો કોઇ વિચાર સરખોએ નથી કરતું. સરકાર સામે અસહકાર કરનારા લોકોને પણ આ તત્ત્વનો અંગીકાર કરવો ઠીક લાગે છે. પણ આમાં ભય રહે છે કે આ માર્ગ આપણને આપણા સિદ્ધાંત તરફ દોરનારો નથી. હું અત્રે એવો સવાલ કરવા માગું છું કે જો આ તત્ત્વ સુધારાની પુર્તતારૂપ માનવામાં આવતું હોય, તો તેના પર અસ્થિરતાનો સિક્કો શા માટે? જો તે વ્યવહારૂ અને યોગ્ય હોય તો તેનો પ્રસાર બીજી જાતિઓમાં કરીને ધારાસભા બહારની બીજી સંસ્થાઓને પણ તે કેમ લાગુ ન કરવામાં આવે? એથી ઉલટું જો તે અવિચારી છે એમજ લાગતું હોય તો તે કાઢી નાખી ખરા માર્ગનું ચિંતન કેમ ન કરવામાં આવે?

હિંદુ મુસલમાનોમાં મતભેદ થોડા છે, અને તકરાર કે ઝગડાના કારણો તો તેથી પણ થોડા છે હૈદરાબાદમાં મુસલમાની રાજ્ય હોઇ ત્યાં હિંદુ પ્રજાની સંખ્યા મોટી છે ત્યારે જમ્મુ અને કાશ્મીરમાં હિંદુ રાજ્ય હોઈ ત્યાં મુસલમાનોની વસ્તી વધારે છે. એ બે રાજ્યોને તો હું બ્રિટિશ મુલકમાં જ ગણું છું કારણ ત્યાંના કારભારમાં અંગ્રેજોનો ઘણો અમલ ચાલે છે પણ હિંદુ મુસલમાનોમાં જે રમખાણો જાગે છે, તેમાંના ઘણા-ખરા તો ખાલસા એટલે બ્રિટિશ રાજ્યમાં જ થાય છે, એ આપણે સૌ જાણીએ જ છીએ આવા ઝઘડા શિક્ષિત હિંદુ કે મુસલમાનોની પાછળ રહેલા વિદેશી લોકોના ગુપ્ત પ્રભાવના ફળ છે તેના મુળ કારણ શોધીએ તો સાદા અને સ્પષ્ટ છે યૂરોપિય સામાજીક તત્ત્વજ્ઞાન આવી વ્યક્તિગત સ્પર્ધાને માટે ઘણું અનુકૂળ છે. અધિકાર–લાલસાને તે જન્મ આપનાર છે, અધિકાર–લાલસા કર્તવ્યને ભુલાવનારી હોય છે, અને આખરે આ વ્યક્તિગત લાલસાનો પ્રસાર ક્રમેક્રમે વર્ગ, જાતી, અને

દેશમા થતો જાય છે અધિકાર કરતા કર્તવ્યનુ સ્થાન ઉચ્ચ છે એ મુદ્દો આ યૂરોપિય સામાજીક તત્ત્વજ્ઞાનને કબૂલ નથી. જ્યા અધિકાર એ જ આધતત્ત્વ હોઇ કર્તવ્ય તેનુ ઉપાગ લેખાય, ત્યા સ્પર્ધા કે હરિફાઇનુ ફાવે એમા શી નવાઇ ? બીજી બાજુથી જોતા કર્તવ્ય એ જ આધતત્ત્વ, અને અધિકાર એ તો તેમાથી જ નિર્માણ થનારૂ એક ઉપાગ એવી જ્યા માન્યતા હોય, ત્યા સહકાર જ તરી આવતો દેખાઇ આવે છે. હિંદુસ્તાનમા પાશ્ચાત્ય સામાજીક અને આર્થિક ધોરણના વિચાર તરવરતા હોઇ પારકી સરકારની 'સામ્રાજ્યનીતિ'નો તેને ટેકો છે જેથી ઘણી ગુંચવણ ઉત્પન્ન થાય છે એટલે સાંપ્રત પ્રચારમા જાતિવિષયક ઝઘડાનુ પારકી સત્તા નષ્ટ થએ નિરાકરણ થશે જ એમ નથી જે તત્ત્વ પ્રજાસત્તાને માટે હિતકારી હોય, તે તત્ત્વ પર જ ઐક્યનુ મંદિર રચવામા આવવુ જોઇએ અને તેથી જ એવું તત્ત્વ કયુ તે તત્કાળ શોધી કાઢી તેનુ અવલંબન પણ તુર્તાતુર્ત થવુ જોઇએ

---

: ૨ :

# હિંદુ મુસલમાનોનો નિવેડો શી રીતે આવે?



જાતિવિષયક ઝગડામા ઉમગથી આગેવાની કરનારા કેટલાક લોકોનો મને પરિચય છે, અને તેથી કરીને જ તેમના વર્તન પરથી હું એમ નિશ્ચિત કહી શકુ છુ કે આવા ઝગડા ધર્મના મતભેદમાથી ઉત્પન્ન થતા હોય એમ માનવુ ભૂલ ભરેલુ છે ખરી વાત તો એ છે કે લોકોમા ધર્મ વિશે ખરી સમજુતી જ નથી જાતિ વિષેના ખરા કર્તવ્યનુ જ્ઞાન ન હોવાને લીધે આવા બનાવો બને છે કેટલેક પ્રસગે તો વ્યક્તિના ખોટા અભિમાનમાથી જ આવી લડાઇઓ સળગી ઉઠતી દેખાય છે. એકાદ શિક્ષિત, વિશેષે કરીને યુરોપિય સામાજીક તત્વજ્ઞાનનો અભ્યાસી ઘણું કરીને હોશીઆર અને બાહોશ હોય છે, જાહેર પ્રજાના મનોભાવ તે જાણી શકે છે, તથા તેમની ભાવના જાગૃત કરીને શી રીતે દોરી જવી એ કળા પણ તેને સાધ્ય હોય છે પણ એટલેથી તે અવશ્ય ધાર્મિક કે એકદરે સારો માણસ હોય જ એવો કાઇ નિયમ નથી. ઘણી વખત તે મમત્વના અભિમાનથી ઉશ્કેરાઇ જતો દેખાય છે, અને તે ઉશ્કેરણી તેને કાઇક પ્રેરણા કરતી રહે છે સાચો ધર્મવિચાર, હક્ક કે અધિકાર કરતા, કર્તવ્યને જ ઉચ્ચ લેખનારો હોય છે, ખરૂ સમાજશાસ્ત્ર હરિફાઇને દૂર રાખી સહકારનેજ પ્રધાનપદ

આપે છે. હરીફાઇ એ જ જીવનની સફળતા એ તો આધુનિક શિક્ષણનું સૂત્ર હોય અને તે સૂત્રે જ દુનિયાને વિશ્વવ્યાપક ઝગડામાં ઉતારી છે દેશ સામે દેશ, રાષ્ટ્ર સામે રાષ્ટ્ર, જાતિ સામે જાતિ, વર્ગ સામે વર્ગ અને છેવટે વ્યક્તિ સામે વ્યક્તિ એવા સ્વરૂપનો આ વિશ્વગ્રાહી ઝગડો ઉપલા મંત્રનું સિધેસિધુ પરિણામ છે વિજ્ઞાનશાસ્ત્રથી દુનિઆના સંકુચિત વિભાગ પડયા, તેથી જો કે મનુષ્ય સમાજો પહેલા કરતા વધુ સન્નિધ આવ્યા, તો પણ અંતઃકરણ તો દૂર દૂર જ રહ્યા છે' સ્પર્ધા અને ઝગડાના જુના કારણોમા આથી નવા કારણોનો ઉમેરો જ થયો છે પૂર્વે લોકોની લડાઇઓ માન, દેશ, ધર્મ અને સોના માટે થતી, હવે કોલસો, ખાંડ અને તેલ માટે તેઓ થાય છે આ નવે જુના નવા ઝગડા સત્તાપ્રધાન હોવા છતા પ્રત્યક્ષ હેતુમા તેઓ ભિન્ન છે. તુલના કરવી મુશ્કેલ અને અણઘટતી છે એ તો ખરૂ જ; પણ તે કરવી જ હોય તો એમ કહી શકાય કે ભૌતિક દૃષ્ટિએ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રની જેમ જેમ ઉન્નતિ થતી ગઇ, તેમ તેમ નૈતિક અને ધાર્મિક (સમાજશાસ્ત્રના નીતિ અને ધર્મ એ બે પ્રધાન અંગ છે) દૃષ્ટિએ તેની પ્રતિક્રિયા તો શોકકારક જ થતી જાય છે, એમા સંદેહ નથી

પરંતુ આવી સ્થિતિમા આવી પડયા પછી પાછા ફરવાનો સંભવ જ છે જીવનની આજની સ્થિતિમાથી જ આપણને નવું સમાજશાસ્ત્ર નિર્માણ કરવાનુ રહ્યુ સ્પર્ધાના વિરુદ્ધ એટલે સહકારની તરફેણમા આપણે પ્રચંડ પ્રચાર કરવો જોઇએ અસહકારની તરફદારી કરનારા માણસને એ રીતે બોલતા સાભળીને તેનુ કહેવુ કોઇને વિષ-

રીત ભાસવાનો સંભવ છે. પણ તે શુદ્ધ સત્ય જ છે હિંદી અસહકારી મનુષ્યની સ્થિતિ સંપૂર્ણ રીતે તર્ક પ્રમાણે હોઇ ઉપલા વિધાનો તેના તત્વને વિસંગત નથી. અમારો અસહકાર એ તો છેલ્લી ઘડીનુ સાધન છે

અમારી માન્યતા એવી છે કે હાલની સ્થિતિ વિપ્લવકારી છે, અને તેથી કરીને જ તે અ-નૈસર્ગીક, અ-સમાજીક અને અ-સહકારી કહેવાય તે શાસ્તા અને શાશિત એટલે અધિકારીઓ અને પ્રજા વચ્ચે ભયંકર ઘર્ષણ ઉપજાવનારી છે, એટલુ જ નહી પણ તાબેદારોમા પણ તે માહોમાહે કલહ ઉપજાવે. વિપ્લવ રાજ્યશૂન્યતા—અરાજકતા નિર્માણ કરે અને કદાચ તેથી વધુ ખરાબ, ચદ્દેલ અને વર્ગ-પ્રધાન સરકાર કે બાદશાહી પણ ઉત્પન્ન થાય

શાંતિ, વ્યવસ્થા તથા ઉન્નતિ એ બાબત દરેક સરકાર સમાન રીતે સમજે એમ હમેશ જ બનતુ નથી અમને લાગે છે કે યુરોપ પણ આવી ભયંકર ક્રાન્તિની સ્થિતિમા સપડાએલુ છે યુરોપીય સુધારણાના રક્ષણને અર્થે જ ખરૂ જોતા છેલ્લુ મહાયુદ્ધ મડાયુ પણ રક્ષણ થવાની તેમા લાયકાત જ ન હોવાથી તે ટકી શકી નહી આખો યુરોપ આજ લડાઇના નાનાનળથી ભડકી ઉઠેલો દેખાય છે આજે જે શાંતિ ભાસમાન થતી લાગે છે તે કૃત્રિમ મૃગજળ સમાન છે ઝગડા, વહેમ, અવિશ્વાસ, તિરસ્કાર, વેર વિગેરેનો નાગો નાચ ચાલુ છે રાષ્ટ્રોમા માહોમાહે કલહ સળગે છે એ તો શુ પણ અંદરથી તો વર્ગ વર્ગમા પણ ઝગડા ચાલુ છે એ પ્રકારના પ્રચંડ હોમકુંડમા આખી દુનીયાની આહુતી દેવાઇ રહી છે એશિયા, આફ્રીકા, અમેરિકા કોઇપણ તેમાથી બચી શક્યા નથી આ

જાતનું એક અંગ બંધ પડે એ દૃષ્ટિએ અમારી ચાલુ સરકાર સામે અસહકાર છે. અમારી માગણી તદ્દન સાદી, અલ્પ અને સરળ છે. આ ઝગડામા (મવાળોના મત પ્રમાણે સામ્રાજ્યમા ભાગીદાર તરીકે સુદ્ધા નહી) ભાગ લેવાનો હક્ક સરખોએ અમો ઇચ્છતા નથી જીવનની સ્વતંત્રતા એટલે અમારી સંસ્થા સ્થાપી અન્ય દેશોના સહકારથી નવી દુનિયાની સ્થાપના કરી શકાય તેટલા પુરતી સ્વતંત્રતા અમો ઇચ્છીએ છીએ હિંદી અસહકારી તરીકે ઉપરોક્ત વિધાન (સ્પર્ધાની વિરૂદ્ધ અને સહકારની તરફેણમા ચળવળ કરી નવુ સમાજશાસ્ત્ર સ્થાપવુ) સાથે મારૂ વર્તન સંગતી ધરાવનારૂ છે એ દર્શાવવાનો મારો હેતુ હોવાથી મને આટલુ વિવેચન કરવુ જરૂરનુ થઇ પડયુ

## હિંદુ-મુસલમાન-એકતાનો પાયો —

મારી માન્યતા એવી છે કે હિંદુ મુસલમાનોની ભિન્નતા તરફ દુર્લક્ષ કરીને અથવા તે ભિન્નતા દબાવી દઇને કે અક્ષાંશ રેખા મુજબ જાતવાર અનેક વિભાગ પાડીને અથવા ધારાસભા, મ્યુનિસિપાલીટી અને નોકરીઓ વિગેરેમા ભેદભાવ કરીને કાંઇ પણ ઉપયોગ થવાનો નથી ઐકયવર્ધનનો સર્વોત્તમ ઉપાય એટલે બન્ને જાતિને ધાર્મિક શિક્ષણ આપી તેમાની દરેક જાતને એક રાષ્ટ્રીયતાના કર્તવ્યો અને જવાબદારી સમજાવી આપવી એ જ હોઇ શકે એક સ્પેનિશ લેખક De Maeztu કહે છે 'રાજ્ય કે અરાજકતા એ બેમાથી એકનો સ્વીકાર કરવા ફરજ પાડનારી સ્થિતિ ખોટી કહેવાય પણ તે સામે ઇલાજ કરી શકાય તેમ છે અને તે ઇલાજ એટલે 'અનેકતા' તથા 'સમાનબળ' નું તત્ત્વ અમલમા આણવુ આ ઉપાય કે તત્વ તે તે

દેશ પુરતું જ નહીં પણ જે જે દેશો સાથે આપણો સબંધ આવે તેવા સર્વે દેશોને લાગુ હોવુ જોઇએ '

ઉપલા બે તત્વોમાના 'સમાનબળ' વિષે અમેરિકન લેખિકા મૅડમ એમ પી ફૅાલેટ લખે છે. . 'પરતુ જ્યારે અસમતા સાધનરૂપ હોય ત્યારે તેના પરિણામ રાજ્યનો અત કે અરાજકતામા પણ ઉતરી શકે સમાનબળની તરફેણમા જે તર્કશાસ્ત્ર આગળ કરવામા આવે છે તે ગયા ત્રણ વર્ષની લડાઇના ઇતિહાસ પરથી તદ્દન નિષ્ફળ નિવડયુ છે, એટલે 'રાષ્ટ્રોના સમાનબળ' વિષેનુ આ તત્વ કેવુ ભૂલ ભરેલુ છે તે સિદ્ધ કરવા અને અન્ય કારણો રજુ કરવાની આવશ્યકતા નથી ઐક્ય એજ આપણુ સાધ્ય હોવુ જોઇએ. જ્યારે એકતાનો વિઘાત થાય ત્યારે આવી સમતાનો, સ્પર્ધાનો કે એક રાષ્ટ્રના બીજા રાષ્ટ્ર પરના અમલનો ઉદય થાય છે યુરોપીય રાષ્ટ્રો આવા અમલને તરછોડી 'સમાનબળ' સાધવા પાછળ પડયા છે પણ તેના પરિણામમા તો લડાઇ ને લડાઇ જ '"

આગળ ઉપર 'એકત્વવાદી રાજ્ય' (Monistic state) અને 'એકીકૃત રાજ્ય' (Unifying state) એમની તુલના કરતા તેઓ બાઇ લખે છે, " .. ખરૂ એકત્વવાદી રાજ્ય એટલે જ્યા સર્વ ચળઅચળ પદાર્થ એક જ મૂળ તત્વમાથી ઉત્પન્ન થએલા હોવાથી જ્યા જાતિભેદ જ ન હોય તેવુ એકરૂપ રાજ્ય, અને એકીકૃત કે એકત્રિત રાજ્ય એટલે અનેક ભિન્ન ભિન્ન સમાજોના ભેદ જ્યા એકરૂપ કરવામા આવ્યા હોય તેવુ અનેક સમાજોની હસ્તીવાળુ રાજ્ય. આ રાજ્યમા તે તે ભિન્નતાનુ શુ કરવુ અથવા તે ભિન્નતાથી પણ કેવા ફાયદા મળી આવે તેનો બોધ થાય છે. "

" એકત્વવાદી રાજ્ય ( Monistic state ) ની પદ્ધતિ કોઇપણ પ્રદેશમા હાલ ચાલુ નથી તાત્વિક દૃષ્ટિથી જોતા તે જ પદ્ધતિ સર્વોત્તમ લેખાય પણ વસ્તુત આપણે જોઇએ છીએ કે એક જ રાજ્યમા અનેક અધિકારી પક્ષ નિર્માણ થએલા હોય છે માનવી શ્રદ્ધા હવે અવિભક્ત રહેલી નથી હરકોઇ રાજ્યમા આજે અનેક જાતના લોક છે કે જેઓ રાજનિષ્ઠાને બીજી પાયરીએ લેખતા હોવાથી પોતપોતાના પક્ષ વિષેની નિષ્ઠાને તેઓ ઉચ્ચ સ્થાને માને છે આવી સ્થિતિ જે રાજ્યમા અધિકારલાલસા, ઝગડા, અને સમાબળની હરીફાઇ ચાલુ હોય ત્યા જ ઉત્પન્ન થઇ શકે. પરંતુ એકીકૃત રાજ્યમાં (Unifying state) માત્ર વિશેષાત્મક કાર્ય પ્રયોજનનું મહત્વ અને તેના ગુણધર્મ એકત્ર થએલા હોય તો આવી ભિન્નતા કે પૃથક્ભાવ પણ ફાયદાકારી નિવડી શકે."

' સમાનબળના પ્રત્યક્ષ પરિણામ એટલે પ્રથમ વિરોધી સ્વાર્થ, પછી ઇર્ષ્યાયુક્ત સ્વાર્થ, તે પછી સ્પર્ધાવાન સ્વાર્થ અને આખરે અધિકાર તૃષ્ણાનો સ્વાર્થ એમ એક પછી બીજો એ રીતે પરંપરાના રૂપમા ઉત્પન્ન થતા જાય છે. '

**ભિન્નતાનું શમન.**

જાતવાર પ્રતિનિધિ-પદ્ધતિ ઉપર દર્શાવ્યા મુજબ વિરોધી કે જાતિજાતિના પૃથક્ હિત તરફ ધ્યાન દેનારી છે તેથી આવા જાતિપ્રધાન સ્વાર્થના પક્ષપાતીઓને ઉપરોક્ત ઉતારામાના ઉદ્‌ગારો સંપૂર્ણ રીતે લાગુ પડે છે આવા પક્ષપાતીઓની દલીલ એ છે કે સેળભેળ પ્રતિનિધિક પદ્ધતિમા વધુ સંખ્યાવાળી જાત ફાવી જાય અને, અલ્પ સંખ્યાવાળી જાત રવડી મરે તેથી અલ્પ જાતિના હિત તરફ

ધ્યાન દેતા પૃથક્ પ્રતિનિધિત્વ હોય એ જરૂરનુ છે. તેમની કલ્પના મુજબ એ જ એક સર્વોત્તમ માર્ગ હોઇ શકે કેટલાક પ્રાતોમા હિંદુઓનુ અને બીજામા મુસલમાનોનુ સખ્યાબળ છે, એટલે જાતવાર પ્રતિનિધિત્વને લીધે સમાનબળ સાધી શકાય એવો તેમનો અભિપ્રાય છે. પણ મૅડમ ફૉલેટ લખે છે કે, " પ્રતિનિધિક પદ્ધતિના એક પ્રકાર તરીકે ચાલનારા રાજ્યમા કદાપિ ચૈતન્ય હોઇ શકે નહી.. એકાદ રાજ્ય કે જેની પાર્લામેટમા એકથી વધુ પક્ષ હોય તો તે પક્ષોની હિતવિષયક ભિન્નતાનુ એકીકરણ પ્રથમ થવુ જોઇએ પણ હવે તેવો સભવ નથી કારણ એવુ એકીકરણ કરવા આપણને ધારાસભાઓ છોડી પુરાતન કાળ તરફ જવુ પડે સ્પર્ધાયુક્ત ધારાસભાઓ આપણને જોઇતી નથી પક્ષ વિવિધતાની કલ્પના તે તે પક્ષના સભાસદો પાર્લામેટમા ગયા બાદ અધિક તીવ્ર બને છે એટલે પરસ્પર મનોવિગ્રહ પણ વધે જ તેમ જ હરકોઇ પ્રતિનિધિ તેના મતદાર સઘની મરજી વિરૂદ્ધ જઈ શકતો નથી કારણ મતદારોના વિશેષ પ્રકારના કાર્યક્રમને તે પ્રતિજ્ઞાથી બધાએલો હોય છે આવા અનેક પક્ષ ભેગા થાય ત્યારે તેમાના દરેક પક્ષનો હેતુ બીજાથી ચઢીઆતા બનવાનો હોય છે. ખરી લોકસત્તાનો જે આદેશ–કે દરેકના હિત સબધ અને યોજના એ બન્નેનુ એકીકરણ કરવુ–તે સાધવા તરફ તેમનો પ્રયત્ન સરખોએ થતો નથી " એકતા કે એકીકરણનો હેતુ આવી જાતવાર કે વર્ગવાર પ્રતિનિધિક પદ્ધતિથી યશસ્વી થઇ શકે તેમ નથી.

, તથાપિ જેમ આપણા મતભેદ સામે આડી નજર કરવી નિરર્થક છે તેમ જ આવી ભિન્નતામાથી ઐક્યવર્ધન કરવા જવુ પણ નિરર્થક

જ છે એને માટે મૅડમ ફૅલેટ એક જ ઉપાય સૂચવે છે, અને તે એ કે આવા સર્વે ભેદભાવોનુ એકીકરણ કરવુ. જેઓ પ્રજાસત્તાનો અર્થ સમજ્યા હોય અને તે મત્તાની સ્થાપના કરવાનો માર્ગ જેમણે વિચાર્યો હોય તેઓ જ આ એકીકરણનો માર્ગ સમજી શકે તેમ છે.

લોકસત્તા એટલે શુ ? મૅડમ ફૅલેટ લખે છે ". . લોકસત્તા એટલે અનેક વ્યક્તિનુ અકૃત્રિમ ઐક્ય ફક્ત સખ્યાવૃદ્ધિ કે બહુમતિ નહિ " તેઓ બાઇને બહુમતીના અધિકાર પર વિશ્વાસ નથી. હાલ તો આવી બહુમતીની પદ્ધતિ જ ચાલુ છે ખરી, પણ તેને લોકસત્તા-લોકશાહી ન જ કહેવાય એવો તેમનો સ્પષ્ટ નિર્ણય છે કારણ તેઓ બાઇ કહે છે "વધુમતનો અધિકાર કેવળ સખ્યાબળથી જ ચાલે છે, લોકસત્તાનો આધાર, કે-અનેક લોક અથવા તેમની સઘટના એટલે જ કાંઇ સમાજ હોય એમ નહિ પણ માનવી સંબધના રજ્જુ જ્યા એકત્ર થયા હોય તે જ સમાજ-આવી સમાજવિષયક પુષ્ટ કલ્પના પર તે રહે છે લોકસત્તા એટલે મત આપવાના સ્થાન ( Polling Station ) ઉપરનુ પ્રદર્શન નહિ. એકત્વભાવનામા એટલે દરેક મનુષ્યે પોતાનુ સકીર્ણ જીવન એક મધ્ય બિંદુ તરફ દોરવુ એવી વૃત્તિમા ખરી લોકસત્તાનો ઉગમ હોય છે "

'... એ રીતે લોકસત્તાની રચના થતી જાય છે પક્ષસઘટના એ તો પ્રજાસત્તાનુ સાકેતિક લક્ષણ હોઇ શકે વિવિધ પક્ષોની મઘટનાને માર્ગે એકત્વ ભાવનાની ઉત્ક્રાતિ થવી જોઇએ' એ તત્ત્વ પર સદર બાઇનો વિશ્વાસ હોઇ ભિન્નતાનુ એકીકરણ કરવાનો માર્ગ તેઓ નીચે મુજબ દર્શાવે છે "એકતા-( સમરૂપતા નહિ )-એ જ આપણો ઉદ્દેશ

હોવો જોઇએ ઐક્ય હમેશ વિવિધતામાથી જ ઉત્પન્ન થાય છે ભેદભાવોનુ એકીકરણ થવુ જોઇએ એટલે તેમનો મુળમાથી નાશ કરવો ક્રાન્તિ એટલે જેમનો એક બીજા સાથે સબધ નથી તેવા અસઘટિત ભેદ (Anarchy means unorganised unrelated differences) સમાનતાવાળા અને એકીકરણ પામેલા ભેદ આપણી ધ્યેયાત્મક સમાજરચનાનુ પૂર્ણત્વ દર્શાવનાર હોઇ શકે આપણે આપણા પ્રતિપક્ષીઓની અવગણના કરવા નથી માગતા આપણને તો તેમની સાથે એકમત કર્યે જ છુટકો, અને તેથી જ આવા એકમતના લક્ષણો પણ જાણી લેવા જોઇએ. જ્યા સુધી આપણી સમજણ એવી હોય છે કે ભેદમાથી એ બનાવ જ નિર્માણ થાય ત્યા સુધી આપણને ભેદ અપ્રિય જ લાગે પણ ભેદ ઐક્યવર્ધક પણ હોઇ શકે છે એવી ખાત્રી થતી જાય તેમ આપણે તે ભેદનો અગીકાર કરતા થઇશુ × × × ભેદ પ્રત્યે દુર્લક્ષ કરવુ એ તો આતરરાષ્ટ્રીય, ઔદ્યોગિક કે રાજકીય બાબતમાની એક મહાન ભૂલ છે મહાન ધારણામા આવા ભેદોનો વિલય થાય તો તે સમાજને પોષક અને અભિવૃદ્ધિકારક નિવડે પરતુ ઉલટ ભેદભાવ તરફ આડી નજર કરીએ તો તે સમાજને ઉચ્છેદક કે નાશકારક જ નિપજે આપણા ભેદ બીજાને આપવા, તેમના ભેદનો અગીકાર કરવો અને તે બન્નેનુ એકીકરણ કરવુ એ અભિવૃદ્ધિનો નિયમ છે એકીકૃત ભેદ એ જ જીવનનો શાશ્વત માર્ગ હોઇ શકે."

**અન્યોન્યાશ્રય.—**

ભવિષ્યના જગતની સઘટના વિષે ચર્ચા કરતા મૅડમ ફૉલેટ ફરીથી લખે છે 'દ્રસ્વદર્શી નીતિશાસ્ત્રજ્ઞો અન્ય રાષ્ટ્રીયતાની અભિલાષા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે. આમ કરતા તે રાષ્ટ્રીયતામા

અને આપણામાં કેવું સામ્ય છે તે દિગ્દર્શીત કરવાનો તેમનો આગ્રહ હોય છે. પણ આવા ભેદની ખરી પારખ થાય ત્યાં સુધી લડાઇઓનો અંત કદાપિ આવે નહિ. ભેદ કાઢી નાખીને ન ચાલે, તે તો રાખ્યે જ છુટકો × × × કેટલાક વિરોધભંજક શાંતિકર્તાઓ ( Pacificists) શત્રુત્વ સહેવાનો ઉપદેશ કર્યાં જાય છે. તેમાના કેટલાક તો આ ગાલ પર માર પડે તો બીજો ગાલ આગળ કરવાની શિખામણ આપે છે પણ તેવે વખતે સહનશક્તિ જ અસહ્ય હોય છે શત્રુના પંજામા રહેવું અશકય છે પણ નીતિશાસ્ત્રીઓ કહે છે તેમ આપણે દુશ્મનાઇ તો કાઢી નાખવી જ જોઇએ શત્રુને હગાવીને દુશ્મનાઇ નથી મટવાની પ્રાચીન વીર શત્રુ પર વિજય મેળવવાને માટે સ્વારીએ ચઢતા, અર્વાચીન વીરોએ સમાધાનીથી દુશ્મનાઈ કાઢી નાખવા ઘોડે ચઢવુ જોઇએ "

હવે એક જ ઉતારો આપી બાઇનુ નિરૂપણ પુરૂ કરીએ "ભાવના પ્રજ્વલિત દેશભક્તિમા એકાત્મજીવનમાથી નિર્માણ થઇ તે જ જીવનને ઉપકારી થઇ પડે એવા હેતુનો સમાવેશ થવો જોઇએ આપણામાના કેટલાક પ્રાણીશાસ્ત્રજ્ઞો ( Biologists ) રાષ્ટ્રનું ધ્યેય સર્વજન સમુહનો 'સમાન દરજ્જો' હોય એમ કહીને આપણને દિશાભૂલ કરાવે છે × × × અખિલ રાષ્ટ્ર એટલે જો મનુષ્યોનો એક પ્રચંડ સમુદાય, તો સ્વદેશભક્તિ એટલે વશીકરણ વિદ્યા જ ગણાવી જોઇએ ' જો દેશ ખરેખર જ આત્મસમર્થક અને પુરોગામી પક્ષવાળો—સંયુક્ત રાષ્ટ્ર—હોય તો સ્વદેશભક્તિ સ્વવિકાસિત હોઈ શકે ' 'રાષ્ટ્રમાની વ્યક્તિ વ્યક્તિના સંબંધોનુ કેંદ્રસ્થાન જેમ અન્યોન્ય આશ્રયમા હોય છે તેમ જ દેશોદેશોના સંબંધનુ કેંદ્ર પણ તે જ અન્યોન્યાશ્રયમા રહેલુ છે.

: ૩ :

# સંયુક્ત-હિંદુસ્થાન.



ગત વિભાગમા વર્ણવેલા તત્ત્વો આપણી દૃષ્ટિએ જો કાઇ મહત્ત્વ ધરાવતા હોય તો આ ભેદમય સવાલોનું નિરાકરણ કરવામા તે તત્ત્વોનુ અવલબન આપણે કરવુ જોઇએ "પોતપોતાના વિશિષ્ટ ગુણભેદોનો નાશ કર્યા વિના એકે દેશીયતા શી રીતે ઉત્પન્ન થઇ શકે' એવો તે સવાલ છે પ્રથમ આપણે હિંદુ મુસલમાનોની એકતા લઇએ એ બે જાતોમા મતભિન્નત્વના કયા કયા પ્રકાર ચાલુ છે તેનું નિરીક્ષણ કરીએ તો પ્રથમ ધાર્મિકતા નજરે પડે છે દરેકને પોતપોતાના ધર્મ વિષેની-ધર્મમત, પૂજા, ધર્મકૃત્ય માટે સઘટના પ્રચાર વિગેરે બાબતોમા-પૂર્ણ સ્વતત્રતા જોઇએ છે ઠીક, તેવી સ્વતત્રતા તેમને કેમ ન મળે? ખરી રીતે જોતા ઘણે અશે આજે પણ જેને તેને આ સ્વતત્રતા છે જ તો પછી તે ભવિષ્યના હિદી રાજ્યમા પણ તેવી જ રીતે ચાલશે એવી ખાતરી કેમ ન અપાય? આપણા ભવિષ્યના રાજ્યતત્રનુ એ આદ્યમત્ર હોવુ જોઇએ મુખ્યત્વે કરીને ધાર્મિક વિધિ, ઉત્સવ, સરઘસો અને દેવસ્થાનોમાથી જ ઘણા ખરા ઝઘડા ઉત્પન્ન થાય છે પરંતુ હિંદુ-મુસલમાનોના આગેવાનોએ એકાદ કમિટી નિમી તેવા ઝઘડાના મુળ નાબુદ કરવાનો પ્રયત્ન સરખોએ કર્યો નથી દેવસ્થાન કે મસીદ કયે ઠેકાણે બંધાય તેનો નિર્ણય કરવો અશક્ય નથી

અર્થાત્ આ કલમ નવા મંદિરો કે મસીદોને જ લાગુ પડે તેમ છે. તેમ જ ઉત્સવ, સરઘસો વિગેરે વિષે સર્વે લોકોની યોગ્ય લાગણી તરફ પુરતું ધ્યાન દઇને તથા સહેજમા અનર્થ ન ઉપજે એવી દક્ષતા રાખીને કેટલાક નિયમો ઘડી કાઢવા પણ અશક્ય નથી

## ગૌહત્યા વિષે—

તથાપિ ગોવધ વિષેનો સવાલ તો બાકી જ રહ્યો આ સવાલના બે અંગો છે એક ધાર્મિક અને બીજુ આર્થિક મારી ધારણા એવી છે કે બન્ને જાતિની ધાર્મિક ભાવનાને માન આપીને પણ આ તકરાર દૂર કરવાનો રસ્તો મળી આવવો મુશ્કેલ નથી થોડા દિવસ પૂર્વે એક મોલવી સાથે મારૂં સંભાષણ થયુ, ત્યારે તેમણે મને કહ્યુ કે વર્ષમાથી ત્રણ દિવસ પુરતો મુસલમાનોનો ધાર્મિક 'કુરબાની' નો હક્ક કબુલ રાખવામા આવે તો મુસલમાનો પણ બાકીના દિવસોમા ગોવધ ન કરવાની વાત માને. પ્રથમ તો વર્ષમાથી ત્રણ દિવસ પણ આવી ધાર્મિક કુરબાની માટે ગોહત્યા કરવાની ઇસ્લામમા આજ્ઞા નથી ગયા ત્રણ વર્ષોમા મુસલમાન નેતાઓએ પોતાના જાતભાઇઓને તે ત્રણ દિવસોમા પણ ગોહત્યા ન કરવાનો જ ઉપદેશ કીધો છે પણ તેવો કાયદો કરી પોતાનો હક્ક ગુમાવવા તેઓ તૈયાર નથી ઉલટું મહાત્મા ગાંધીજીના કેટલાક જાહેર વચનો પરથી હિંદુ લોકોની એવી માન્યતા થઇ છે કે કાયદાથી નહિ તો પણ મુસલમાનોની સદિચ્છાથી પણ મહાત્માજી ગોવધ બંધ કરાવી શકશે. પણ સાથે સાથે કહેવુ જરૂરનુ છે કે જ્યા સુધી મુસલમાનો 'કુરબાની' ના હક્કનો ત્યાગ કરવા તૈયાર થતા નથી ત્યા સુધી આપણી આશાને પ્રત્યક્ષ દેખીતું ફળ આવશે નહિ

એવી હિંદુઓને સભય શંકા છે આજની સ્થિતિ માત્ર ભયંકર છે ખાસ! કારણ આજે નથી વિશ્વાસ કે નથી શાશ્વતી! સેતાનની છુરી પ્રમાણે એક પ્રકારનુ ભય માથે ભમતુ હોય એમ આપણને લાગ્યા કરે છે છતા આવા પ્રકાર મટાડવાના જોરદાર પ્રયાસ હજી પણ થતા નથી હિંદુ–મુસલમાનોના ઝઘડા મટયા એટલે આપણે આપણા ખ્રિશ્ચન દેશબાધવો તરફ દૃષ્ટિ ફેરવી શકીએ હુ 'દેશબાધવો' એ શબ્દો જાણીજોઈને વાપરૂ છુ જેમણે જેમણે હિંદ દેશનો માતૃભૂમિ તરીકે સ્વીકાર કર્યો તે તે સર્વે, ગમે તે ધર્મના હોય તો પણ દેશબાધવ જ કહેવાય એ જો કે ખરૂ છે, તો પણ મારી ખ્રિશ્ચન બાધવો વિષેની કલ્પનામાથે વિધર્મી પારકા લોકોનો અત્રે સમાવેશ કરેલો નથી ગો-હત્યા વિષે વિચાર કરતા તો ખ્રિશ્ચનોને કોઇ પણ પ્રકારની ધાર્મિક અડચણ નથી તેમનો તે ખાદ્યવિષયક પ્રશ્ન છે, અને આર્થિક તથા સામાજીક રીતે તેનો નિર્ણય પણ આણી શકાય તેમ છે

તે પછી સાપ્રદાયિક સસ્થાઓને સરકારી આશ્રય મળે કે કેમ? એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે, અને તેમા જ સ્થાનિક સસ્થાઓ ગણાવી શકાય બીજા દેશોએ એવી સસ્થાઓની શી વ્યવસ્થા કરી તે જોવા માટે લાયક માણસોનુ એક મડળ નિમવુ તથા તે માહિતી મળતા જ એક યોજના ઘડી કાઢવી જાતે હુ તો તે વિષે કાઇ જ કરવા માગતો નથી કારણ મારો મત એવો છે કે કોઇપણ પ્રકારની ધાર્મિક કે સાપ્રદાયિક સંસ્થાને રાજ્યનો આશ્રય ન મળે અથવા તો પાછળ બીજા વિભાગમા અસહકારના રચનાત્મક કાર્યનુ વર્ગીકરણ કરતા દર્શાવ્યા મુજબ એકતારૂપ રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવાને અર્થે આવી સસ્થાઓને રાષ્ટ્રીય બનાવવા પુરતી જ તે

વિષે ખટપટ કરવી ધાર્મિક વર્ષાસન, નિમણૂક કે ઇનામ વિગેરે બાબતો ધાર્મિક સસ્થાને અકિત જ હોય દેશમાના સ્વયસેવક મડળો પર રાજ્યનો જેવો અને જેટલો અધિકાર તેવો ને તેટલો જ અધિકાર આવી સગ્થા પર હોઈ શકે ભિન્ન ધર્મીય લોકોમા માલકી હક્ક વિગેરે વિષે તકરાર થાય તો તે તે જાતિના લોકોને માન્ય હોય તેવા લોકોની પચાયત નિમી ન્યાય નિવેડો કરાવી આપવો પ્રજાને મફત અને ફરજીઆત વ્યવહારૂ શિક્ષણ તથા તેવા શિક્ષણની સોઇ કરી આપવી એ રાજ્યનુ પ્રથમ કર્તવ્ય છે, એવી માન્યતાથી શુદ્ધ શિક્ષણના કાર્યને જ અર્પણ થએલી સસ્થાઓ પ્રત્યે માત્ર રાજ્ય તરફથી પુરતું ધ્યાન આપવામા આવવુ જોઇએ તે બાદ છેલ્લો મુદ્દો સરકારી નોકરીમા લોકોની ભરતી કરવા વિષેનો, આ મુદ્દો ઘણો વિકટ છે એ વાત ખરી છે, છતા દેશમાની સર્વે જાતિ કેળવણી પામીને ધાર્મિક કે જાતિ વિષયક ભેદ છોડી દઈ આર્થિક ઉન્નતિ તરફ ધ્યાન દેતી થઇ જાય એટલે આ મુદ્દામા આજે જે વિકટતા દેખાય છે તે ઓછી થઇ શકે.

### સયુક્ત હિંદુસ્થાન —

આજની બદલાતી સ્થિતિમા આપણા સ્વભાવિક દુરાગ્રહ તરફ દુર્લક્ષ કરવુ જ ઘટે, તો પણ આપણે આપણુ ધ્યેય યોજી તેને પોષક થઇ પડે તે રીતે માહોમાહેના દુરાગ્રહી ઝગડા મટાવવાની કોશેષ કરવી જોઇએ દેશમાના સર્વે ધર્મ અને પથના લોકોનુ હિત એક કેદ્રમા સમાવિષ્ટ થવુ જોઇએ એટલે રાષ્ટ્રીય આચાર, વિચાર, સ્વવિકસિત ઉચ્ચ નિષ્ઠા તથા સર્વે જાતિ અને પથના હિતની

જવાબદારી વધતી જઇ એકરાષ્ટ્રીયતામા આવી ભિન્નતાનો વિલય થઇ જાય.

પચાયતો સ્થાપીને આ કામ પુરૂ ન પડે આપણને જે તંત્ર જોઇએ છે તે તકરારો તોડનારૂં નહિ પણ તે ઉપસ્થિત થવાના કારણો નષ્ટ કરનારૂ હોવુ જોઇએ આજકાલ વિચારવન્ત દેશભકતોના હૃદયમા એક નવી કલ્પનાનો વિકાસ થતો જણાય છે આ કલ્પના સયુક્ત એશિયા—એશિયા ખડમાના સર્વે દેશોનુ સઘટ્ટન કરવાની છે પણ હિદમા જ એકીકરણનો ઉદય થયો નથી ત્યાસુધી એશીયાની સયુક્ત સઘટ્ટનાની આશા ફોગટ છે અને હિદુ મુસલમાનોના ભેદભાવ નષ્ટ ન થાય ત્યાસુધી હિદ પણ શી રીતે સયુક્ત થઇ શકે? ઇસ્લામની ઉન્નતિ માટે સયુક્ત એશીયાસઘ નિર્માણ કરવામા હિદુઓની સહકાર તથા સમાનતાની ગરજ મુસલમાનોને ભાસે ત્યારે તેમની મદદની જરૂર હિદુઓને ભાસે. આમ થાય ત્યારે જ અને તેવા તત્વો પરજ આ ભેદભાવ નષ્ટ થવાનો સભવ છે હિદુસ્થાન શુ કે એશિયા શુ? બન્નેની ભવિતવ્યતાની દૃષ્ટિએ જોતા એશીઆમા સમાએલા સર્વે ધર્મના અનુયાયીઓ અન્યોન્ય જવાબદારી સૂક્ષ્મ રીતે ઓળખે એ અગત્યનુ કહેવાય. દરેક હિદવાસી ગમે તે ધર્મ, પથ કે જાતિનો હોય પરતુ આખા હિદી રાષ્ટ્રની જવાબદારી મારા પર છે એમ માનતો થઇ જાય, તેમજ પ્રત્યેક એશિયાવાસી સયુક્ત એશીઆનું મહત્વ ઓળખતો થઈ જાય ત્યારે જ સયુક્ત એશીયાની કલ્પના ફળીભૂત થઇ શકે

એક માનવતા ફ્રેન્ચ લેખકે લખ્યુ છે કે હિદુસ્થાન આખા એશિયાનુ કેદ્રસ્થાન હોવાથી હિદના સવાલને એશિયાના મધ્યવર્તિ સવાલનુ રૂપ પ્રાપ્ત થાય છે ખરેખર તેમ જ છે. એશિયાખડમાની

યુરોપીય સત્તાનો ઉગમ હિંદમાથી થયો એટલે તેની સ્વતત્રતામા પણ હિંદે જ આગેવાની પડતો ભાગ લેવો જોઇએ જેમ હિંદુસ્થાન એશીયાનુ તેમ એશીયા દુનિયાનું કેદ્ર છે. આ જગત પર વસતી મનુષ્યજાતિનો અડધાથી પણ વધૂ ભાગ એશીયા નિવાસી છે સર્વે ધર્મોનુ જનનસ્થાન એશીયા જ જગત પરની સર્વે પ્રકારની સંસ્કૃતિ અને સુધારાઓનો ઉગમ આ જ મહા ખંડમાથી થએલો છે તેથી જ્યા સુધી હરકોઇ રીતે એશીયા મુક્ત નથી થયો ત્યાસુધી દુનિયા સ્વતંત્ર થઇ શકે જ નહિ જે બીજાને સ્વતંત્રતા બક્ષી શકે તે જ ખરો સ્વતત્ર ! ભૂત માત્રને ઠેકાણે એક જ આત્મા તથા એક જ આત્માના અનેક વ્યક્ત કે દૃષ્ય સ્વરૂપ (એકમા અનેકતા તથા અનેકતામા એકરૂપતા) 'હુ અને બીજો એ વિરાટરૂપના કેવળ બે પ્રતિબિંબો છીએ' એ તત્ત્વ એક એશીયા જ—અને મુખ્યત્વે હિંદુસ્થાન જ—દુનિયાને શિખવવા સમર્થ છે એકાદ મનુષ્યનો અવિરોધ અને અખડ કાર્યનું કુદરતી પરિણામ એટલે જ સ્વતત્રતા ! મનુષ્યના ખરા સ્વભાવની પારખ તેના સમષ્ટીરૂપમા જ થાય છે '**अहं ब्रह्मास्मि**—અખિલ બ્રહ્મ મારૂ જ વિરાટ સ્વરૂપ છે એવી જેની વૃત્તિ થએલી હોય તે જ વિભૂતિ દુનિયાનુ કાર્ય ખગ આનદથી કરી શકે આપણને સ્વતત્રતા જોઇએ છે, તે આપણા પુરતી નહિ જ પણ દરેક મનુષ્ય માત્ર—આખી જાતિ—પ્રભુ નિર્મિતોને માટે જોઇએ છે એ વાત કેમ ભૂલાય? આપણું ધ્યેય આખા જગતના વિસ્તારવાળુ છે એટલે તેમા સર્વે દેશોના ધ્યેયોનો સમાવેશ થવો જોઇએ. આપણી પાસે જે જે સારૂં હોય તે તે બીજાને આપવાનુ છે. પણ પારકી સુધારાની બેડીમાથી અને ગળે લાગેલી પરકીય સસ્કૃતિની ફાસીમાથી

આપણે મુક્ત ન થઇએ ત્યા સુધી આ વાતો બનવી અશક્ય છે. પારકાની સત્તા ફેકી દેવામા લાભ કે દ્વેષ છે જ નહિ પારકી સુધારણા પરસ્વતત્ર મનુષ્ય તરીકે શ્રેય કરી શકાય તો અમો બેશક કરીશુ' પણ તેનો અગીકાર કરવો કે કેમ તે અમારી મરજીનો સ્વતત્ર સવાલ હોઇ શકે બલાત્કારનું ધ્યેય કોણ–કોને ગર્વ ઉતારી શકે ? પણ આ તો વિષયાતર થતું જાય છે.

પરતુ ઉચ્ચ ધ્યેયની ભાવનાને ચગડોળે ચઢતા પ્રત્યક્ષ સ્થિતિ તરફ નજર કરવી જરૂર છે અને તેમ કરતા ફરીથી હિદુ મુસલમાનોના વિગ્રહનુ નિરાકરણ શી રીતે થઇ શકે એ જ સવાલ દૃષ્ટિ સામે ઉભો રહે છે આ તો ધર્મનો સવાલ છે. આજકાલ કોઇપણ સ્થાનિક કે પ્રાતિક ઝઘડાનુ રૂપાતર હિદુ–મુસલમાનોના સાર્વજનિક ઝઘડામા થતું જાય છે સમજો કે અમુક એક સ્થળે મારામારી થઇ અને તેમા હિદુ–મુસલમાનો મામસામે લઢ્યા પણ તેથી દુરના શહેરો કે પ્રાતોમાના હિંદુ-મુસલમાનોએ તે જ મુદ્દા પર શા માટે ત્મખાણુ મચાવવુ' કદાચ કોઇ કહેશે કે સ્વજાતિ તરફ દોરાવુ એ મનુષ્ય સ્વભાવ જ છે પણ તે જ મનુષ્ય સ્વભાવને શુ એવો વિવેક ન સુઝે કે આવી મારામારીનો પ્રચાર ન થાય અને તેનુ તત્કાળ શમન થાય તેમા જ દેશનુ હિત સમાએલુ છે' અન્ય પ્રાતોમા વસતી બન્ને કોમો-એ આવી મારામારીઓમા ઘવાએલા લોકો વિષે સહાનુભૂતિ અને દયાની લાગણીથી જ વિચાર કરવો જોઇએ આપસ આપસમાના ઝઘડા મટાડી ગુન્હેગારોને શિક્ષા કરવા ત્રીજાને વચમા બોલાવવાની અપેક્ષા જ શા માટે રાખવી ? ગુન્હેગારોને સજા મળી એટલે ગુન્હા થતા અટકે જ એવો કાઇ નિયમ નથી વેર લેવુ એ શાતિ પ્રસ્થાપન કર-

વાનો માર્ગ નથી લડાઇમાથી લડાઇનો જ ઉગમ થાય, શાન્તિ કદાપિ અવતરે નહિ. ત્યારે આવી તકરારોના કારણો ધાર્મિક ભિન્નતા સાથે શી રીતે જોડી શકાય ? આપણા મનોધર્મનુ વલણુ જ એવુ આપવામા આવેલુ છે કે આપણે અજાણુતા પણ આવી ભુલો કરતા જ રહીએ. એટલે આપણી સામે મહત્ કાર્ય તો એ રહ્યુ કે પ્રથમ લોકોના મનને પલટી નાખવા જોઇએ જેમ એક ઘરમા કે હિંદુ—હિંદુઓમા બેદિલી થાય તો આપણે તે અરસપરસ તોડી નાખીએ છીએ તે જ રીતે હિંદુ-મુસલમાનોની તકરારોનો નિવેડો કરવો જોઇએ આપણી એકતા માત્ર શાબ્દિક જ રહી શકે એમ કહેવામા આવે છે તે મને માન્ય નથી મારી તો ઉલટ એવી સમજણુ છે કે નજીવી બાબતોમા પણુ તકરારના કારણો શોધી કાઢવાની આપણી જુની કુટેવ કાઢી નાખવાના યોગ્ય ઉપાયોની અમલબજાવણી આપણે કરી શક્યા જ નથી

ગામડાઓમા વસતી અશિક્ષિત પ્રજા કરતા શહેરમાની બન્ને જાતિના શિક્ષિત લોકો પર જ ઉપરોક્ત બાબતનુ મહત્વ સમજી લઇ ઐકયભાવનાને ઉત્તેજન આપવાની જવાબદારી રહે છે વિશિષ્ટ સાપ્રદાયિક સંસ્થા, મડળો, વૃત્તપત્રો, સામાજીક સમેલનો કે જે તે તે જાતિ પુરતા જ હોય (જેમા બીજી જાતિથી ભાગ ન લેવાય) તેમનાથી આ મહત્વ સમજી શકાય નહિ. સર્વે જાતીના મેળાવડા થવા જોઇએ. જેથી મિત્રાચારીના સબધ અને પરસ્પર લાગણી પણ વધે. કોઇ મુસલમાનને તેના જાતભાઇ સાથે મિત્રાચારી કરવી વધુ અનુકુળ લાગે, સ્વજાતિ તરફ લાગણી દોરાય એ સ્વાભાવિક છે. પણ એવી

લાગણી કે મિત્રાચારીમા હિંદુઓ પ્રત્યે અનુદાર ભાવ ન હોવો જોઇએ મારા અવલોકનમા ઘણી વાર એમ આવે છે કે એકાદ મુસલમાન અધિકારીએ હાથ નીચેના જાતભાઇ તરફ વધારે ધ્યાન આપ્યુ કે તરત બીજા હિંદુઓ તેને પક્ષપાતી કહે છે અધિકારીઓએ પક્ષપાત કરવો એ મુળમા જ ઓછાપણાનુ તથા સકુચિત વૃત્તિનું લક્ષણ ગણાય પણ એક પ્રત્યે લાગણી એટલે બીજા વિષે તિરસ્કાર એમ પણ ખાત્રીપૂર્વક કહી ન શકાય સરકારી અધિકારીઓ વિષે એમ કહી શકાય કે જાહેરપ્રજા સાથે વર્તતા તેણે પક્ષપાત કરવો એ ખોટુ છે પરતુ નિપક્ષપાત અને એકસરખુ વર્તન એ બે બાબતો સર્વદા સમાન હોય જ એમ પણ કહેવાય નહિ દરેકના હેતુનો અર્થ ઉદારતા પૂર્વક કરવો જોઇએ એટલે અ તે મૂળ સ્વભાવમા ઇચ્છિત ફેરફાર થઇને ઘણો ફાયદો થશે.

ઉપલા વિવેચનનો વિપર્યાસ એમ ન થાય કે હુ 'સાપ્રદાયિક' સસ્થાઓ તરફ દૂષિત નજરે જોઉ છુ આજના ઉત્ક્રાન્તિ સમયમા કદાચ ઉપયોગી પણ થતી હોય મારી તરફદારી માત્ર એટલી જ છે કે માહોમાહેની તકરારો મટાડવા અને તેમના મૂળ કારણોનો નાશ કરવા અરસપરસ દિલજમાઇ અને પ્રેમવૃદ્ધિ થાય એવા હેતુથી એકત્ર સમેલનો જેમ બને તેમ વધુ પ્રમાણમા ભરવા એ અગત્યનુ છે



: ૪ :

# કાર્યક્રમ–પરીક્ષણ



એકત્વની ઇચ્છાશક્તિને જાગૃત કરવાના ઉપાય તરીકે મારે કેટલીક રચનાત્મક સૂચના કરવાની છે પણ તેમ કરતા પહેલા મહાસભાના બીજા કાર્યક્રમનુ વિવેચન કરી તેના મૂળભૂત સબધનુ પરીક્ષણ કરવાની આવશ્યકતા છે

કૉંગ્રેસ કાર્યક્રમમાની અસ્પૃશ્યતાનિવારણ તથા મજુરોની સઘટના એ બે બાબતો આપણી પ્રજાસત્તાના નિદર્શક રૂપ છે કેટલાક વિશેષ પ્રકારના ધધા સામેના સ્વાભાવિક દુરાગ્રહમાથી જ અસ્પૃશ્યતાનો ઉગમ છે અને તેમા ધાર્મિક અને સામાજીક પ્રકારની કેટલીક દુરાગ્રહી ભાવનાઓનુ પણ સકેલન થએલુ દેખાઇ આવે છે દુરાગ્રહથી આ બન્ને પ્રકાર આપણે દૂર કરવા રહ્યા કોઇ પણ રીતના દુરાગ્રહથી આપણી ભવિષ્યની પ્રજાસત્તા દૂષિત ન થવી જોઇએ આ કામ કરવામા આપણને નીચલી પાયરીએ ઉતરવાની જરૂર નથી સમાનતાના તત્ત્વપર જ આપણે અસ્પૃશ્યતાનિવારણ અને મજુરોની સઘટના એ કામો કરી શકીએ સમાનતાની આપણી કલ્પના 'નૈસર્ગિક અધિકાર' પર રચાએલી નથી તે તો સેવાવૃત્તિ પ્રધાન છે સમાજને જરૂર હોય એવા કોઇ પણ રીતના સમાજસેવાના માર્ગમા હલકાપણું હોઇ શકે જ નહિ જો એવા કોઇ માર્ગ કે કર્મ હોય કે જે આદર્યાથી

મનુષ્યને હલકાપણુ લાગે તો એક તો તેવા ધધા મુળમા જ બંધ કરી દેવા જોઇએ, અથવા તો તેમા સમાએલી હલકાપણાની ભાવના દૂર કરવી જોઇએ ખરી રીતે જોતા સમાજને ઉપયોગી હોય એવુ તે ગે પણ કામ કર્યાથી કોઇ પણ માણસને અપમાન કે નામોશી ન લાગવી જોઇએ પણ માનવી મનનુ વલણ જ એવુ વિચિત્ર છે કે તેવા ધધાઓને હરકોઈ પ્રકારના કારણો સાથે જોડી તે તે કામો કરનારા વર્ગો તરફ હલકાપણાની લાગણીથી જોવાની પ્રવૃત્તિ મમાજમાના લોકોમા દેખાઇ આવે છે જાત, ધર્મ કે ધધા પરથી કોઇ પણ તુચ્છ ન લેખાય, જેનુ જેનુ આ દેશમા ઘર છે એવો મનુષ્ય માત્ર, પછી તે ગમે તે ધર્મનો કે જાતિનો કે ધધાવાળો હોય—પણ તે હિદી છે હિદ દેશનુ તે એક અંગ છે અને તેથી જ સમાનતાથી વર્તવાનો તેનો હક્ક છે

કેટલાક લોક આપણા રાજકીય કાર્યક્રમમા આ બાબતનો સમાવેશ કરવા હરકત લે છે. તેમનું કહેવુ એ છે કે એ બાબતનો સમાવેશ કરવાથી ધર્મમા ખલેલ પહોચે પણ આ દલીલનુ વિહગાવલોકન કરીએ તો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે ધર્મની હરકત લેનારાઓને ધર્મ અને તેની વ્યાપકતા જ સમજાતી નથી અથવા તો તેમની રાજકીય સ્વતત્રતાની કલ્પનામા ભૂલ રહેલી હોવી જોઇએ પ્રજાસત્તા એટલે સ્વરાજ્યમા અસ્પૃશ્યતાને વ્યક્તિગત ધર્મ તરીકે અથવા તો ધાર્મિક કે સામાજીક દુરાગ્રહ તરીકે પણ પેસારો ન હોવો જોઈએ જ્યા સુધી આવો દુરાન્વય આપણા અત કરણમા વસે છે અને જેમનો ધર્મ આપણાથી ભિન્ન છે એવા લોકો સાથે વર્તતા આપણા મનમા એક પ્રકારનો તિરસ્કાર જાગૃત રહે છે, ત્યા સુધી સ્વરાજ્યની વાતો કરવી નિષ્ફળ છે

કેટલાક લોક એક વિશિષ્ટ ધોરણ કે યુક્તિ (policy) તરીકે જ આ કાર્યની અવગણના કરતા દેખાય છે પણ આવા સબબોને લીધે જે ધધાઓમાથી નામોશી કે હલકાપણાનો ધ્વનિ ઉત્પન્ન થાય છે તે દરેક મનુષ્યને અસહ્ય જ હોય રાષ્ટ્રસવર્ધન અને ઉન્નતિ એ નૈતિક સસ્કારનો વિધિ છે હૃદયમા દ્વિધાભાવ રાખીને તે કામ કદાપિ યશસ્વી થઇ શકે નહિ જાહેરપ્રજા તમારી ચળવળમા ભાગ લે એમ જો તમે ખરેખર ઇચ્છતા હો, તો દરેકમા વિશ્વાસ લાવવો જોઇએ આપણે તો તેમને આપણું અતકરણ જ આપી દેવુ જોઇએ તેમના વિષેની આપણી ભાવના તથા આપણા કાર્યની સિદ્ધિ માટે આપણે તેમની સાથે કયે પ્રકારે સહકાર કરી શકીએ તે પ્રમાણિકપણાથી સ્પષ્ટ રીતે કહી દેવુ જોઇએ અદર એક, બહાર જુદુ એવી ભાવનાથી જો આપણે વર્તવા માગીએ તો આજે દેશની થતી ઉન્નતિનો પાયો ઢીલો પડે અને તેથી દેશના પ્રાણને આપણે ભ્રષ્ટ કર્યો કહેવાય આપણા કાર્યક્રમમા અસ્પૃશ્યતાનો નિર્દેશ કરવો પડે એ જ લાજ ઉપજાવનારૂ કહેવાય પણ કોઇની ભાવના દુભાય તેથી તેનો ઉચ્ચાર સરખોએ ન કરવો એ તો તેથી પણ વધુ લજ્જાસ્પદ છે એટલુ નહિ પણ તે પાપ જ ગણાય પ્રજાસત્તાવાદી મનુષ્યે આવો દુરાગ્રહ છોડી દેવો જોઇએ આપણા કાર્યક્રમમા આ બાબતનો સમાવેશ કરવામા અસ્પૃશ્ય જાતિને ઉચ્ચપદવીએ ચઢાવવાનો કૅાંગ્રેસનો જરાએ ઇરાદો નથી તેમણે તો પોતાની ઉન્નતિ પોતે જ કરી લેવાની છે તેમના તરફ દયાની નજરે જોવુ અયોગ્ય કહેવાય. અતકરણમા ખરા સ્વરાજ્યનો વિકાસ થવાની જરૂર હોય તો આવા વિકલ્પથી મુક્ત થઇ જવુ જોઇએ. અસ્પૃશ્યતા નિવારણના હેતુથી અમો અમારી શ્રદ્ધા દર્શાવી તે મુજબ વર્તવાને પ્રતિજ્ઞાથી બધાઇએ છીએ—એટલો જ તે ઉચ્ચારનો અર્થ

હોઇ શકે. આત્મોન્નતિ, સ્વરાજ્યની તૈયારી તથા પ્રજાસત્તાનુ પ્રાથમિક અગ એનો તે એક ભાગ છે. તેમા અસ્પૃશ્યો વિષે અનુગ્રહ કરવાની જરાએ કલ્પના નથી આ સર્વે પ્રકારોમા આપણી સામે જે મહત્વનું કાર્ય છે તે શિક્ષણ, સમાગમ અને સઘટનાનુ છે પ્રથમ આપણે જાતે શિક્ષણ લેવુ જોઇએ તે પછી આપણી સમજણો બીજાને, વિશેષ કરીને જેમનો તે સાથે સબધ હોઇ શકે તેવાને—કહેવી જોઇએ તથા તે તે સમયની અનુકૂળતા મુજબ તેમને મદદ કરવી જોઇએ આમ કરવા ા કદાચ તેમને દોરી જવાની જવાબદારી આપણા પર આવી પડવાનો સભવ છે, પણ તેથી આપણે પાછળ ન પડીએ છતા અ તે પોતાની ચળવળ પોતે જ ચલાવી દેશની બીજી કોમોની પ કર્તાએ દેશ દાઝની લાગણીએ તેમને પોતે જ આવી ચઢવુ જોઇએ દયાભાવથી આપણે આ કામ અગીકાર કરવાનુ નથી, કર્તવ્યની જાગૃતબુદ્ધિથી તે કરવાનુ છે. તેમ જ આ કામ આપણે તેમને માટે નથી કરવાના, આપણે તો પોતાને માટે જ તે કરવાના છીએ. કારણ તેઓ સ્વતત્ર થયા વિના આપણે સ્વતત્ર થઇ શકવાના જ નથી પ્રજાસત્તાનો વિકાસ, સ્વતત્ર રાષ્ટ્રનુ નિર્માણ અને સ્વરાજ્યસ્થાપના એ સર્વે કલ્પનાઓ જ્યા સુધી રાષ્ટ્રના સર્વે અંગો કાર્યકર્તા નથી નિવડ્યા ત્યા સુધી વ્યર્થ ગણાય.

અસ્પૃશ્યો વિષે જે પ્રેરણા તે જ મજુરો વિષે મજુર કે કામગારના સવાલને ઘણા ઉપાગો છે તાત્વિક રીતે જોતા આ જો કે આર્થિક પ્રશ્ન છે તો પણ સામાજીક અને રાજકીય સ્વરૂપ તે ધરાવે છે. આનુ જ્યારે સંપૂર્ણ નિરાકરણ થાય ત્યારે જ દુનિયામા ખરી પ્રજાસત્તાનો ઉગમ થયો કહેવાય. હાલ આ સવાલ અઘોર થઇ

પડયો છે ! જે સંપત્તીના ખરા ઉત્પાદક તે જ મુળમા કંગાલ ! મનુષ્ય જાતિમાના અત્યંત પછાત અને વિપન્ન લોકોથી જ આ દેશ ફુલી ગયો છે. પાશ્ચાત્ય સુધારામાની જે બાબતોથી આપણને અલગ રહેવાનું છે તે બાબત તે એ લોકોનુ આર્થિક જીવન વેપારઉદ્યોગ અને વર્ગવિભાગ પદ્ધતિ પાશ્ચાત્ય ઉદ્યોગ ધંધાઓની એક સરખી રીતે આપણા દેશમા વૃદ્ધિ કરીને તેથી ધનિક થવા કરતા તો ગરીબ રહેવુ જ વધારે શુભદાયક કહેવાય ભિન્નભિન્ન મતો ધરાવતા અનેક સમાજ-શાસ્ત્રીઓએ ઔદ્યોગિક યુરોપના ચિતરેલા વર્ણનો ઘણાઓએ સાભળ્યા હશે કાર્લ માર્કસ નામના પ્રસિદ્ધ સમાજશાસ્ત્રીએ આ કાર્યનો પ્રારંભ કર્યો, અને તેણે વર્તાવેલા ભવિષ્યો જેવા ને તેવા ખરા પડતા ગયા. તેથી હવે તો તે પદ્ધતિના નિંદ્ય પ્રકારો વિષે યુરોપમાના વિવેચકોમા જરાએ મતભેદ રહ્યો નથી સમાજશાસ્ત્રી એટલે શુ ? દુનિયા પરના મોજશોખ ઉડાવનાર લોકોએ ખરા કામગારોને જે અવનતદશામા ફેકી દીધા છે તે સ્થિતિ સામે શરૂ કરવામા આવેલી નિષેધક ચળવળ દુનિયામાના અન્ય દેશો જેમ તે ચળવળના ભક્ષ્યસ્થાને જઇ પડ્યા છે તેમજ આપણો દેશ પણ ભોગરૂપ થતો જાય છે. આધુનિક ઔદ્યોગિક પદ્ધતિ અને સામ્રાજ્યસત્તાવાદ (Imperialism) એ બે જોડકી બહેનો હોઇ હાથમા હાથ નાખી સાથેસાથ ફરે છે. એટલે જ્યા એકનો પગપેસારો, ત્યા બીજીની હાજરી પણ ખરી જ. યુરોપ અને અમેરીકા નામધારી પ્રજાસત્તાક રાષ્ટ્રો છે તેમણે પ્રજા-સત્તાનો મોહક બુરખો ઓઢેલો છે વસ્તુરૂપે તો ત્યા સામ્રાજ્ય સત્તાનો જ ઉદય અને અમલ છે અને એ વાત તેમના રોજીંદા વ્યવહાર પરથી સહેજે જણાઇ આવે છે મુડીવાળા (Capitalism) એ

સામ્રાજ્ય સત્તાનુ બીજુ રૂપ છે ધનસત્તાપ્રધાન ગ્રેટબ્રિટને ઉદારતાથી અને 'અમારામા રહેલી વિશ્વાસપાત્રતા'થી આજસુધી તેમના રસાયનનો એક ઘુટડો અમને પાયો છે. આ રસાયન એટલે મુડીશાહી અને સામ્રાજ્ય સત્તાવાદનુ મિશ્રણ' અમોએ કૃતજ્ઞતાથી વધુ ઘુટડા માટે માગણી કરેલી પણ તેમણે તે ન આપ્યા એ કાઇ આપણો દોષ ન કહેવાય તેમણે તો આમાએ કજુસાઇ વાપરી છે પણ તેમ કરવામા આવા રસાયનના મીઠા પરિણામ આવે એવી ઉપકારક બુદ્ધિ માત્ર ન હતી એ તો તેમની સ્વાર્થ ક્ષુદ્રતા' ગ્રેટબ્રિટને જે પદ્ધતિએ પોતાની ઔદ્યોગિક રચના ઘડી, તે જ પદ્ધતિનુ અનુકરણ કરવાની અમારી અત્યત ઇચ્છા હતી અને કેટલેક અશે આપણે તેમ કરી પણ ચુકયા છીએ છતા મનમાન્યુ અનુકરણ ન કરી શકયા તેનુ કારણ એ હતુ કે તેમણે તેમ કરવાની તક આપી નહીં છતા પણ જે થોડુઘણુ સધાયુ તેનુ તત્કાળ પરિણામ એટલે ' આજના મજુરોનો વિકટ સવાલ''

ખાદીની ચળવળ લાક્ષણિકરૂપે આપણા આર્થિક સાધ્યની કલ્પના આપે છે યોગ્ય સ્થળે તેની હુ ચર્ચા પણ કરીશ અત્રે ખાદીનો નિર્દેશ કરવામા હેતુ એ જ છે કે કામગાર તથા મજુરોના સવાલ સાથે તેનો સબધ ઘણો નજીકનો છે

આપણે આપણું ઔદ્યોગિક જીવન કુલ્લે બધ કરી શકનાના નથી જ અને જો તેમ ન કરી શકીએ તો તેથી ઉપજ થતા પરિણામો સહવા પણ આપણે તૈયાર થવાની જરૂર છે આવા પરિણામોમાનુ એક એ કે યુરોપમા મજુરોની સઘટના જે પદ્ધતિએ થતી જાય છે તે પદ્ધતિનો આપણે અગીકાર કરવો મજુરોની સઘટનાનો અર્થ આપણા મતે એ હોઈ શકે કે સંયુક્ત મુડીવાળાઓની

( Organised Capitalism ) યુક્તીઓના તેઓ અજ્ઞાન કે અસઘટનાને લીધે ભોગ થઇ પડે નહી એવી સુરક્ષિત પાયરીએ તેમને પહોચાડવા એટલે ફરીથી અત્રે શિક્ષણ અને સુસઘટનાને લાવવા ગયા તેઓ પોતપોતાના હિત વિષેનો સ્વતત્ર રીતે વિચાર કરી શકે અને આપણે સવર્ધન કરવા ઇચ્છીએ છીએ તો રાષ્ટ્રમા રાષ્ટ્રના અગો તરીકે તેઓ યોગ્યસ્થાન મેળવી શકે એવુ તેમને શિક્ષણ અપાવુ જોઇએ

રાજકીય હેતુ સાધવામા આવા મજુરસઘોનો ઉપયોગ કરવો કે નહિ તે વિષે પણ મતભેદ હોવાનુ મારા અવલોકનમા આવ્યુ છે મારી અલ્પમતિ મુજબ તો આ સવાલ ઉદ્દભવે જ નહિ. કારણ આવા સઘોનો ઉપયોગ દેશકાર્યમા કે અન્યકાર્યો માટે કરનારા આપણે કોણ? મજુરસઘોના જેમ બીજા લોક અગરૂપ છે તેમ જ આપણે પણ છીએ એટલે આપણામાના જે વધુ શિક્ષિત, અનુભવી તથા સઘટનાનુ કાર્ય સારી રીતે કરી શકે તેવા હોય તેમના પર અજ્ઞાન ભાઇઓને શિક્ષણ આપી સઘટના કરવાની કામગીરી સોપવી હિતકારી છે આપણી મહાન સાધના પર દષ્ટિ રાખી અમુક સઘનો અમુક રીતે ઉપયોગ કરી લેવો કે કેમ એવા વિતર્ક કરવા ગેરવ્યાજબી ગણાય એક પણ અમલદારી નેતા તેવા હેતુ ધરાવતા હોય એમ હુ માનતો નથી. તેમની સમજણ એવી છે કે આ ભરતભૂમિમા વસતા અન્ય વર્ગો મુજબ કામગારસઘો પણ સ્વરાજ્ય પ્રાપ્તિની ચળવળ વિષે પ્રેમ ધરાવે છે અને તેથી જ સઘટના કરી લીધા બાદ તેઓ ચાલુ લડતમા ભાગ લેતા થઇ જાય એ તેમનુ કર્તવ્ય છે

આપણામાના ઘણા લોકોની કલ્પના એવી છે કે મુડીવાળા અને મજુરસઘ એ બે વર્ગોમા ઝગડા શરૂ થએલા હોવાથી હિદી મજુર વર્ગ

યુરોપીય મજુરોની પદ્ધતિનો જ સ્વીકાર કરી લેવો કારણ આવા કામગાર અને મૂડીવાળા બન્નેનુ પરસ્પર સમાધાન થાય એ અશક્ય છે. એટલે યુરોપમા ક્રાંતિનો ભય જેમ કામગારોએ ઉત્પન્ન કર્યો છે તે પ્રમાણે જ હિંદી મજુરોએ ક્રાન્તિકારક ચળવળ જોસથી ચલાવવી ઘટે. આ એક પક્ષની સમજણ થઇ હવે બીજી બાજુ જુઓ બીજો પક્ષ માને છે કે યુરોપીય સુધારાનો નાશ કરવા તત્પી રહેલા આ વર્ગપ્રધાન ઝગડાથી બને તેમ અલગ રહેવુ ઇષ્ટ છે પણ આપણે અલગ રહી શકીએ છીએ કે કેમ એ એક વિચારવા યોગ્ય સવાલ છે અને જો રહી શકતા હોઇએ તો શી રીતે? જો આવા પ્રકાર આપણા પ્રજાસત્તામા મજુરોના યોગ્ય દરજ્જાને નામોશી કે એબ લગાડનારો હોય તો તેનો આપણે વિચાર પણ ન કરીએ મજુરોને દરજ્જામા ઓછાપણુ લાગે અથવા તેમનો માનભગ થાય તે કરતા લડી લેવુ વધારે પસંદ કરવા જેવુ છે છતા આ તો વર્ગવારી લડત છે તેમ કરવા કરતા અમેરિકા તથા યુરોપના વિચારકો આવા ઝગડાનું સમાધાન કરી રીતે મટાડી શકાય તેનો વિચાર કરી રહ્યા છે તે વિચારો આપણને હિતકારી શી રીતે થઇ શકે તે વિષે ચર્ચા કરવી એ જ યોગ્ય ગણાય હિંદમાના મુડીવાળા લોકો અને કામગારોની પાસે જઇ આપણે તેમને કહીશુ કે ભાઇઓ સમાધાનીનો વિચાર કરો. આપસઆપસમા વધતા કલહથી તો ભયાનક પરિણામ જ સભવે, માટે આવી લડત મટાવવાનો અસરકારક ઉપાય શોધી કાઢો સિવાય જેમાથી આ ઝગડો પેદા થાય છે તે ઔદ્યોગિક પદ્ધતિ જ બધ પાડવાના પ્રયાસો કરીએ તો વળી કેવ સારૂ! પણ બાહ્ય પરમત્રનોથી જ્યા સુધી આપણે સજ્જડ થઇ ગએલા છીએ ત્યા સુધી આપણને

હિતકારી થાય તેવુ આર્થિક ધોરણ પણ શી રીતે માપી શકાય? ખુલ્લી વેપાર પદ્ધતિની હરીફાઇમા તેમ બનવુ અશક્ય છે તેમજ વસ્તુની માગણી તથા તેની પુરવાગ ના ( Demand and supply ) પરસ્પર સબધ પર જ વસ્તુની કિંમતની ચઢઉતર અવલબી રહેલી હોય છે. આવી હરિફાઇના વેપારમા પણ તેમ કરવુ અશક્ય છે. તેમજ યુરોપીય ઔદ્યોગિકતામા ગુંથાઈ રહીને પણ તે બની શકે તેમ નથી

હવે ખાદી તરફ નજર કરીએ પુરાતન કાળથી હિંદ ઘરગથુ ઉદ્યોગની ( Home Industry ) ભૂમિ છે અગ્રેજોની આમદાની પૂર્વે આ દેશમા અમારી જરૂરીઆતો પુરતુ જ કાપડ પેદા થતુ એમ નથી પણ તે કાળની આવડ મુજબ સર્વોત્તમ કાપડ જથ્થાબધ રીતે વણાઈ આખી દુનિયામા વહેંચાતુ જે યંત્ર ગાદિત્ય ઘરગથુ ઉપયોગમા આવી શકે, અને ફુટતૂટ થતા સહેજે સાધી શકાય તેવા યત્રોનો ઉપયોગ કરવા આપણને હરકત હોય નહિ બીજાની માગણીનો ફાયદો માત્ર આપણે લેવાનો નથી એટલે પછી જથાબધ મજૂરો રાખવાની ગરજ ક્યા રહી? સાદી રહેણી અને ઉચ્ચ વિચારશ્રેણીનો વ્યવહારિક ઉપયોગ જો આપણે આપણી લોકસત્તાના જીવનક્રમમા કરી શકીએ તો તે સર્વોપરી વાત કહેવાય. તે જીવનક્રમમા મજુરીની વિકટતા ઓછી થાય, અને જરૂરીઆતો પુરી પાડી સ્વતત્ર રીતે આપણે રહી શકીએ અમો દુનિયાથી છુટા છેડા કરવા નથી માગતા ઉલટુ તેની સાથે અધિક નિકટ અને નજીકનો સબધ ધરાવવાની જરૂર છે પણ જેમ તે સત્તાધીશ તરીકે નહીં તેમજ સત્તાધીન કે પરાધીન તરીકે પણ નહિ જ સમાનતાની પાયરીએ જ તેવા સબધ ધરાવવા રહ્યા.

સ્વતંત્ર અને લોકસત્તાક રાજ્યની અમારી વ્યાખ્યા આવી હોય અને તે વ્યાખ્યા જાહેર પ્રજાને સમજાવીને તે કાર્ય આપણે અંશતઃ કરી શકીએ છીએ.

વ્યક્તિથી દેશ સુધીની કાપડવસ્ત્રની ગરજ આર્થિક દષ્ટિએ ખાદી પુરી પાડી શકે તેમ છે હાથે કાતેલા સુતરને સાળીઆ કે સાદા યંત્રો પર વણીને તૈયાર કરેલુ કાપડ એટલે જ ખાદી, દેશમાના સર્વે વર્ગોથી તથા જુદી જુદી પાયરીના સમાજથી પોતપોતાની ગરજ પુરી પાડવા માટે ઘરગથુ ખાદી વણાઈ શકાય તેમ છે મોટમોટા કારખાનાઓથી અલગ રહીને ઘરને આગણે કે નાની દુકાનોમા ખાદી તૈયાર કરી મુડીવાળાઓને પગે ન પડતા સ્વતંત્ર રીતે બજારમા યોગ્યભાવે તેનુ વેચાણુ કરી શકાય તેમ છે આવા ધધામા સભવતી હરિફાઇ ન વધવા દેતા સહકારના તત્વ પર જ આ કામ કરવુ જોઇએ. સહકારનુ તત્વ એટલે માલની નિપજ તથા પુરવાર વિષે તે તે વર્ગોએ આપસમા મુકરર કરવાના કરાર કેટલાકોને આ વિચાર પુરાતનકાળ તરફ દોરી જનારા લાગે છે. પણ તેમણે ધ્યાનમા રાખવુ કે આપણે ભલે તેવા પ્રયત્ન કર્યા કરીએ, દુનિયા કદાપિ પાછળ જઇ શકતી નથી અઢાર અને ઓગણીસમા સૈકામા યાત્રિક કળાની જે ઉન્નતિ થઇ તેનો સદ્વ્યય માનવી સમાજના હિતને અર્થે જ થવો જોઇએ જે થોડા પૈસાદાર લોકોના હાથમા તે યંત્ર સામગ્રી છે તેઓ પોતાનો સ્વાર્થ તથા શક્તિને માટે જાહેર પ્રજાની લુટ અને નાશ કરવામા તેનો ઉપયોગ ન કરી શકે એવી સાવચેતી માટે આખી મનુષ્યકોમનુ નશીબ થોડાક લોકોના હાથમા આપી દેવુ અનિષ્ટ છે આ વિષય પર મિ બર્ટ્રાન્ડ રસેલ મિ જે. એ હૉબસન વિગેરે જેવા સ્વતંત્ર

વિચારકોએ પોતાના સમાજશાસ્ત્ર વિષયક ગ્રંથોમા એવા વિસ્તૃત મુદ્દા પર સર્વાંગ ચર્ચા કરેલી છે કે તેમના વિચારો મારા શબ્દમા પ્રગટ કરવા ધારૂ તો મારે તર્ક અને અનુમાનો જ રચવા પડે મારો અત્રેનો હેતુ કેવળ આપણા આર્થિક સાધ્યનું વિવેચન કરીને તે દષ્ટિએ ખાદીનો ઉપયોગ શુ છે તે દર્શાવવાનો છે અનેક પ્રસગે પશ્ચિમના લોકોના તથા આપણા સાધ્યમા ભિન્નતા તથા ફેર દેખાય છે. એટલે તેમનુ જે સાધ્ય તે જ આપણું એમ તો કદી કહી શકાતું નથી. બન્નેમા કેટલીક બાબતો સામાન્ય હોવાથી મળતી દેખાય છે તેવી બાબતોની ઉત્પત્તિ તેમના લખાણોમાથી શોધી કાઢીને આપણી સ્થિતિને અનુકૂળ થાય તે રીતે તેની યોજના કરવાની છે એટલે કે કદાચ તેમના વિચારો આપણને ગ્રહણ પણ કરવા પડે પણ તે સાથે એ વાત ન ભુલાય કે તેમની સ્થિતિ અને આપણી સ્થિતિ ભિન્ન હોવાથી તેમના સર્વે ઉપાયો આપણને કામ ન આવી શકે તેમની સમાજ રચના આપણાથી જુદા પ્રકારની હોવાને લીધે તેમનો ઇતિહાસ, પરપરા, ઓજ, પ્રકૃતિ અને સસ્કાર એ સર્વે આપણાથી ભિન્ન સ્વરૂપના છે આપણે આપણું સામાજીક, આર્થિક અને રાજકીય ધ્યેય મુકરર કરતા આ સર્વે ભિન્નતાનો સુક્ષ્મ રીતે વિચાર કરવો રહ્યો યુરોપ અને એશીઆ પોતપોતાના સવાલોનો સ્વતત્ર રીતે જ નિર્ણય લાવી શકે. આપણુ જીવન, પરિસ્થિતિ અને ધ્યેય એથી ભિન્ન ન હોય અને જેનો સ્વભાવિક રીતે અનુવાદ કરી શકાય તેવા બીજાઓના વિચારો અને અનુભવી જ્ઞાનનો ફાયદો લેવામા જરાએ હરકત હોય નહિ એ રીતે એક રાષ્ટ્ર બીજાને અડચણ ન કરતા અથવા પરતત્ર ન કરતા નવી દુનિયાની નવી શરૂઆત કરી શકાય તેમ છે.

: ૫ :

# હિંદી લોકસત્તાક પદ્ધતિ



કૉંગ્રેસની અનુજ્ઞા મુજબ આપણા લોકસત્તાત્મક ધ્યેયના કાર્યક્રમ વિષે ચર્ચા કરવાનો મે અત્યાર સુધી પ્રયત્ન કર્યો, હવે પછી હિંદી રાષ્ટ્ર માટે કયા પ્રકારની રાજ્યપદ્ધતિ હોવી જોઇએ તથા તે શી રીતે નિર્માણ કરી શકાય તેનુ વિવેચન કરવાનો પ્રયત્ન કરીએ.

આપણા વિનીત (મૉડરેટ) ભાઇઓમા પણ મને લાગે છે કે એવા પુષ્કળ લોક હોય કે જેમને લોકસત્તા માન્ય છે પણ તે સત્તા મેળવવાના માર્ગ વિષે તેમનામા અને આપણામા કેટલાક તાત્વિક મતભેદ છે ઉદાહરણ તરીકે એકાદ પરકીય મિશનરી જે પ્રમાણે અસ્પૃશ્યતા નિવારણના પ્રયત્ન કરે તે પ્રમાણે જ વિનીતોને પણ તે દૂર કરવી ઇષ્ટ લાગે છે. તેમના કહેવા મુજબ તે સામાજીક પ્રશ્ન હોવાથી તેઓ તેનો સમાવેશ રાજકીય ચળવળમા કરવા તૈયાર નથી અસ્પૃશ્યતાનિવારણ કરવાના તેમના માર્ગ એટલે દેશમાના શ્રીમાન અને ઉચ્ચ વર્ણના લોકોની પરોપકાર બુદ્ધિ જાગ્રત કરવી અસ્પૃશ્યોની ઉન્નતિ કરવાની તેમની ઇચ્છા છે એમ કહેવામા આવે છે પુષ્કળ કૉંગ્રેસ ભકતોએ પણ આ સવાલનું મહત્વ હજી જાણ્યુ નથી અને તે વિષે તેમનામા જાગૃતી પણ થએલી નથી એ વાત મને માન્ય છે. પણ કૉંગ્રેસ ભકતોના અજ્ઞાન કરતા વિનીતોનુ બીકણપણું માત્ર વધારે ભોદુ એવો મારો મત છે.

મજુરો સંબંધે પણ તેજ વાત કામગારોની સંઘટના કરવી જોઇએ વાત તેમને કબુલ છે અને તે દિશામાં તેમણે પ્રશંસાપાત્ર કામ પણ કર્યું છે. પરંતુ અત્રે પણ આ સવાલના મુળભૂત તત્ત્વ વિષે તેમને ભય રહેલો છે મૅંચેસ્ટરના અર્થશાસ્ત્રના તેઓ અભ્યાસી છે. એટલે પાશ્ચાત્ય ઉદ્યોગપદ્ધતિ પર તેમને વિશ્વાસ હોવાથી તે તે દેશોમાં મજુરો વિષે જેવા કાયદા ઘડાયા તેવા જ કાયદાઓનો કોડ અત્રેના કામદારો માટે ઘડાય એમ તેઓ ઇચ્છે છે તેમનો આ પ્રયત્ન એટલે પ્રથમ રોગ વહોરી લઇ પછી લાક્ષણિક ઉપાયોથી તે નાબુદ કરવાના પ્રયત્ન કરવા જેવો છે યુરોપમાં આ સવાલે જેવી ધુમ મચાવી તેવી જ હિંદમાં પણ મચવાનો સંભવ છે. પણ એવે પ્રસંગે સુદ્ધા તેનું શમન શી રીતે કરવુ જોઇએ તે વિષે તેઓ તરફથી એકે મહત્વનો ઉપાય સૂચવવામાં આવ્યો હોય એમ મારા સાભળવામાં નથી આ સવાલનુ આમુલાગ્ર એટલે જડમુળથી શમન કરવાને અર્થે તેઓ કયા ઉપાય યોજવા વ્યાજબી લેખે તે પણ જાહેર કરતા નથી કારખાનાઓ માટે કાયદા ઘડવા, મજુરીના કલાક ઓછા કરવા, આરોગ્ય તરફ ધ્યાન દેવુ, ભરપૂર અજવાળાવાળા મકાનો બાંધવા, બારીક તપાસણી રાખવી અને અપઘાત થએ નુકશાન ભરપાઇ મેળવવી એ જ તેમની નજરે સર્વોપરી બાબતો હોઇ શકે પરંતુ ખરી રીતે જોતા આ એક સામાન્ય ઉપાય કહેવાય કારણ તેમના હાથમાં સત્તાધિકાર હોય તો આ સવાલનો તેઓ કેમ નિવેડો આણી શકે તે પણ બોલી દાખવતા નથી તેમનામાંના ઘણા હિંદનુ ઔદ્યોગિક ક્રાન્તિમાંથી શી રીતે રક્ષણ કરી શકાય તે વિષે શબ્દ સરખો ન બોલતા સમાજશાસ્ત્રની મશ્કરી ઉડાવી રહ્યા છે. તેથી યુરોપીય

પદ્ધતિની ઔદ્યોગિકતામા અનિષ્ટતા રહેલી છે એ વાત તેમના ધ્યાનમા આવે છે કે નહિ તે સમજાતું નથી આપણા દેશની ઔદ્યોગિક ઉન્નતિનો તેઓ લાભ લઇ બેઠા છે જાણે કે હિદમા મૅંચેસ્ટર, લિવ્હરપૂર, ને બર્મિંગ્હામ નિર્માણ થએલા જોવા માટે તેઓના પ્રાણ અકળાઇ રહ્યા ન હોય ! પણ મૂળ સવાલ તો એ રહ્યો કે તે શહેરોની પ્રતિમા હિદમા હોવી જોઇએ કે કેમ ? તે શહેરો શુ ઇંગ્લાંડના વૈભવના આદર્શરૂપ છે ? મે તે સર્વ શહેરો નિહાળ્યા છે, અને તેમની આ દેશ પર છાયા સરખીએ ન સહી શકાય એવી મારી હમેશની માન્યતા છે પ્રથમ કામગારોનો સવાલ વિકટ થવા દેવો અને પછી તે મટાડવાની કોશિષ કરવી એ ખરો રસ્તો જ નથી

ઉદ્યોગિક વિકટતા વધારવી અને પછી મજુરોની સઘટના કરવા મડી જવુ એ વાતમા હુ માનતો જ નથી કદાચ એમ હોય કે હાલની રાજ્યપદ્ધતિમાથી એ જ પરિણામ આવે. જો તેમ જ હોય તો પછી તે રાજ્યપદ્ધતિ નાબુદ કરવાના જોસભેર પ્રયત્નો કેમ ન કરવા ? આ રાજ્યપદ્ધતિ અચળ રાખવાની ઇચ્છા ધરાવતો મનુષ્ય લોકસત્તાવાદી હોઇ શકે જ નહિ જેને સેતાનની પૂજા કરવી ઘટે તેણે તેના ભોગની વ્યવસ્થા કરવી જોઇએ. તેની લીલા સહન કરવા પણ તૈયાર રહેવુ જોઇએ કૉંગ્રેસભક્તોમા અને વિનીતોમા જે તાત્વિક ભેદ જાગતો જણાય છે તે આ મુદ્દા પર જ તેમની પ્રજાસત્તાની વ્યાખ્યામા અસ્પૃશ્યતા અને કામગારોની બાબતો સમાએલી હોવા છતા પણ તે પ્રજાસત્તાની પદ્ધતિ તો ન જ કહેવાય

એ જ રીતનો તત્ત્વભેદ તેમના રાજકીય કાર્યક્રમમા પણ દૃષ્ટિગોચર થાય છે. તેમને સુધારા જોઈએ છે, અમો રાષ્ટ્રીયતા માગનારા

છીએ, તેમને ઉપરથી સુધારા કરવા યોગ્ય લાગે છે, અમો પાયાથી સુધારવા માગીએ છીએ, તેઓ દાન અને ઇનામો ચાહે છે ત્યારે અમો જે અમારૂં જ છે તે જ ફક્ત માગીએ છીએ, તેમને બ્રિટિશ ધારાસભાઓએ ઘડેલા કાયદા જોઇએ છે, અમને અમારા કાયદા ઘડવાની સ્વતંત્રતા જોઇએ છીએ, તેમને જોરજુલમથી માથે બેસાડેલી રાજ્યનીતિમા સુધારા કરવા છે, ત્યારે અમને અમારૂ સ્વાભાવિક રાજ્ય સ્થાપવાની જરૂર ભાસે છે આ રાજ્ય સ્થાપના અમારી ધ્યેયાત્મક લોકસત્તાના સંપૂર્ણ સ્વરૂપ તરીકે ન હોય તો પણ ચાલી શકે અમને તો અમારા લોકોએ જ સ્થાપેલુ તથા નિયંત્રિત કરેલુ લોકસત્તાક રાજ્ય જોઇએ છે તેમને પણ લોકસત્તા જોઇએ છે, પણ તે લોકાદેશ તરીકે નહિ પણ બ્રિટિશોની મહેર નજરના દાન તરીકે' છતાએ તેમને લોકસત્તાક રાજ્ય જોઇએ છે ખરૂં? કદાચ છેલ્લી પાયરી–નાઇલાજ તરીકે હોઇ પણ શકે' આજ તેમની જે ખટપટ ચાલુ છે તે પરકીય સામ્રાજ્યસત્તા અને હિંદી મુઠીવાળાઓની મિશ્ર રાજ્યપદ્ધતિ સ્થાપવા માટેની છે પણ આવા વર્ણસંકરથી કોઇનુ પણ સમાધાન થઇ શકે નહિ લોકોની તેથી અવગણના માત્ર થાય પારકી નોકરશાહીને બદલે સ્વકીય નોકરશાહી શી રીતે સ્થાપી શકાય એનું તેઓ અહોરાત્ર ચિંતન કરી ગયા છે. અને આખરે નોકરશાહીમા એકરૂપ થવામા તેઓનો અંત પણ આવી ગયો' આ તો બનવાનું હતું તે જ બન્યુ' તેમનુ તાત્કાલિક સાધ્ય અને તેનો માર્ગ એ બન્નેનો અંત એ રીતે જ થવાનો હતો. અમેરિકાના સંયુક્ત સંસ્થાનો પ્રજાસત્તાક હોઇ અમારા વિનીત ભાઇઓને જોઇએ તેવા સ્વરૂપના છે, ત્યાની સુધારણા વિષે એક લેખક લખે છે કે—

"...તેના (સુધારાના) પ્રકાર ત્રણ શાસનપદ્ધતિમા ફેરફાર કરવો (એટલે સનદો વિગેરેમા), અધિકારની જગાએ સારા માણસો નીમી તેમને જ ચુટી કાઢવા લોકોને પ્રવૃત્ત કરવા—સારા માણસો અધિકારી હોવા જોઇએ એવો અનેક સુધારા મડળોનો મુખ્ય હેતુ હતો તેમની ધારણા એવી હતી કે ચાર સારા માણસો શોધી કાઢી વર્ષમા એક વખત મતદારો તરફથી તેમની ચુટણી કરાવી કે આખો કારભાર સરળતાથી ચાલે.. . જાહેરપ્રજાને અલગ રાખનારી કેવી આ નિરર્થક કલ્પના! 'સારા અધિકારી સારૂ ગામ' એવી જ અમારા-માના સારા સારા વિચારવતોની પણ ભ્રમણા હોવાથી ઘણી વખતે સારી વાતો પણ બગડે છે. આધુનિક રાજ્યનીતિમા જો કાઇ નવી ચેતના કે તેજ આણવુ હોય તો તેના સૂત્રો જવાબદાર અને શિક્ષિત નાગરીકોના હાથમા આપવા એ અગત્યનુ છે"

અમેરિકાના સયુક્ત—સસ્થાનો જેવા લોકસત્તાવાદી કહેવાતા રાષ્ટ્ર સબધે ત્યાના જ લેખકના ઉપરોક્ત ઉદ્ગારો છે!

હિદુસ્તાનના રાજ્યકારભારની કુચી જ્યા ફેરવાય છે તે સ્થળે પણ સારા માણસો તો હતા જ મોર્લે અને ક્રયુ જેવા માણસો પાર્લ-મેટમા હતા હાર્ડિજ—રેડીંગ જેવા માણસો દિલ્હીના અધિકારસ્થાન પર હતા અને છે કલકત્તાના સૂત્ર કાયમાયકેલ તથા રોનાલ્ડશે જેવાના હાથમા, તથા સિડનહૅમ–વિલિગ્ડન જેવા હીરા મુમ્બઇ ઇલાકાના અધિપતિ તરીકે પ્રસિદ્ધિ ધરાવે છે।

જ્યારે ઇ સ ૧૯૦૬ ની સાલે સારા માણસો વિષેની ભ્રમણામાં વિલાયતમા લિબરલપક્ષ અધિકારી બન્યો ત્યારે લાહોરની 'ઇડિયન એસોસિએશન' તર્ફે સર હેનરી કૅમ્બેલ બૅનરમનને તાર

ફરી લોર્ડ મોર્લેની નિમણૂંક ઇંડિયા ઑફીસમા કરવા મે ભલામણ ફરેલી. આ સારો માણસ કેવળ એક વર્ષની મુદતમા જ મને હદ્દપારીની શિક્ષા સુનાવી બ્રહ્મદેશમા હાકી મુકશે એનો મને તે વખતે ખ્યાલ પણ કેમ આવે ' તે વેળાએ મારા પર કેસ ચલાવવાનો ફાર્સ સરખોએ કરવામા આવેલો નહિ આ સારા માણુસો અધિકારપદે ચડ્યા પહેલા આપણને જે જુજવી જ સ્વતત્રતા હતી તે પણ તે પછીના પાચ વર્ષમા કાઢી લેવામા આવશે એવી મને ત્યારે શી શકા આવે ? પણ નિગ્રહી ધોરણના બે કાયદા તે જ ગૃહસ્થોની હયાતીમા ઘડાયા, સ્વતત્રતા નષ્ટ થઇ અને તે કાયદામાના એકના પ્રતાપથી હુ આજે ફરીને બંધન ભોગવી રહ્યો છુ ( આ લેખો લાલાજી ૧૯૨૧–૨૨ મા જેલમા હતા ત્યારે લખાએલા છે )

અત્રે કોઇ એમ કહે કે ઉપર વર્ણવેલા માણુસો ભલે સારા હોય પણ તે સર્વે વિદેશી હતા વિનીતોની ખટપટ તો હિદી માણસો માટેની હતી. ઠીક છે, ઉપલા સર્વે અધિકારસ્થાનો પર હિદી મૂર્તિ બેસાડો અને જુઓ કેવુ પરિણામ નિપજે છે' આખરે પરિણામમા તો આજની જ સ્થિતિ ' આજની સુધરેલી કહેવાતી ધારાસભાઓમા નિમેલા સભાસદો તથા દિવાનો એ સર્વે સારા માણુસો જ છે તો પણ તેઓ શુ કરી શકયા તે નો ન કહેતાએ દરેક જણ કલ્પી શકે છે. ( આ ટીકા ગઇ કૉન્સિલો વિષે છે ત્યારબાદ હવે નવી ચુટણીઓ થઇ ને સ્વરાજ્યપક્ષના માણસો ચુટાયા છે ) મારો એવો ખાસ મત છે કે પાર્લમેન્ટે ખુશી થઇને જો આપણને સ્વરાજ્યના હક્ક આપ્યા હોત તો પણ આપણે આથી વધુ કાઇ પણ કરી શક્યા ન હોત ' કારણ ખરી કીંમત દાન લેવામા નથી, હક્કથી મેળવવામા છે

મારી તો મુળથી જ માન્યતા એવી છે કે સ્વરાજ્ય એ કાઇ બક્ષીસ આપવાની વસ્તુ નથી અને એજ વાત હુ સદાસર્વદા જાહેર કરતો આવ્યો છુ દાનને કિમત હોતી નથી તે ટકે પણ નહિ રાજકારણશાસ્ત્રનો નવીન રીતે વિચાર કરનાર મિસેસ ફૅાલેટ મારા વિચારો સાથે મળતા થતા દેખાય છે તેઓ કહે છે "સ્વરાજ્ય આપવુ અશક્ય છે તે આપવાનો કોઇને અધિકાર નથી–તેવી સત્તા પણ નથી "સ્વરાજ્ય" નો વિકાસ થવો જોઇએ સર્વાધિકારની પ્રાપ્તિ થવી એ ગુણધર્મની ક્રિયા છે"

જુના કૅાંગ્રેસવાળાઓએ આવા નવા ગુણધર્મ ઉત્પન્ન કરી જાહેર પ્રજાની મનોરચના પલટાવી નાખવાની દૃષ્ટિએ કાઇ કામ કર્યું નથી ખરૂ જોતા જુના નેતાઓની વાસનામા ફેરબદલ જ થયો નથી તેમણે બ્રિટિશ પ્રજા, પાર્લમેટ અને કૅબીનેટ પાસે વિનતી–અરજી ગુજારી, અધિકારીઓ સામે ભાષણ કર્યાં–સાધારણ લોકોને તે સાથે જરાએ સબધ ન હતો એટલે તેમનામાના ઉત્તમ તરીકે ગણાએલા લોકોની પણ માનસિક વૃત્તિ ગુલામીની હોય તેમા શી નવાઇ? તેમને દૂષણ દેવાને અર્થે હુ આ નથી કહેતો વસ્તુસ્થિતિ જ તેવી છે મુળમા જ જે તેમની પાસે નથી તે લોકોને તેઓ કયાથી આપવાના હતા? વિચારો ફેરવાયા વિના સ્વતત્રબુદ્ધિનો વિકાસ કદાપિ થઇ શકે નહિ 'સ્વરાજ્યને માટે અમો નાલાયક છીએ' એમ તેઓ જે કહે તે ખરૂ છે માત્ર જ્યારે હિદીઓ જ અપાત્ર છે એમ તેઓ કહે છે ત્યારે તેઓ ભૂલ ખાય છે મારી પૂર્ણ ખાતરી છે કે આ જગત પર એવો 'એકે દેશ ન હોય કે જે કોમ ને કોઇ પ્રકારનું રાજ્ય પણ ન ચલાવી શકે પ્રજાસત્તાક રાજ્યની લાયકાત વિનીતોને રસ્તે આવવાની

નથી તે નવી કૉંગ્રેસનો અનુવાદ કરવાથી જ મળે તેમ છે ઇ સ ૧૯૧૯ પહેલાની કૉંગ્રેસ જુની અને ત્યારબાદની નવી એવો મારો અર્થ છે ( ઇ. સ. ૧૯૧૯ ની કૉંગ્રેસ અમૃતસરમા મળેલી અને મહાત્મા ગાંધી સરકાર સાથે નિર્ભેળ સહકાર કરવા આગ્રહ કરતા હતા એ વાત વાચકોને યાદ હશે જ )

હુ ચોકખી રીતે કહી શકુ છુ કે ઇ સ. ૧૯૧૯ ના સુધારાના કાયદાન્વયે સંપૂર્ણ સ્વરાજ્યના હક્ક ન મળ્યા તે વિષે મને જરાએ વિષાદ નથી. કારણ તેમ થાય તો ઇ સ ૧૯૨૦ થી ૨૨ સુધીનું પ્રચડ આંદોલન આપણે દેખી શકત જ નહિ ઇ સ. ૧૯૨૧ ની સાલની આખરે આપણે સ્વરાજ્ય મેળવી ન શકયા તેથી પણ મને ખોટુ નથી લાગતું. તેમ થાત તો યોગ્ય માર્ગે ઉન્નતિ થનારા દેશને અપર પાર ઉપયોગી થાય એવો ૧૯૨૨ ની સાલનો અનુભવ આપણને થાત નહિ આપણે જે રસ્તે જઇએ છીએ તે સ્વરાજ્યગામી છે. સ્વરાજ્ય ગુણધર્મ તો કૃતિમા સમાએલુ છે એવી આપણી માન્યતા હોવાથી મને પોતાને સ્વરાજ્ય વિષે જરાએ ઉતાવળ નથી આપણી દરેક બાબત, આપણા આત્મક્લેશ, જુલમ એ સર્વે સ્વરાજ્યને હિતકારી જ હોય મને બનાવટ ધાતુ નથી જોઇતી હુ તો નિર્ભેળ પાટલા સોનુ માગું છુ અને તે દૃષ્ટિથી જોતા આપણને અનેક વેપાર કરાવ્યા માટે વિનીતોના આપણે આભારી છીએ મારૂં સાધ્ય તથા તે મેળવવાના સાધનો અને ધોરણ પર મને ચઢળ વિશ્વાસ છે હું જાણું છુ કે પ્રત્યાઘાત અને શિથિલતાના પ્રસગ આવે, ઉપરટપકે જોતા પરાજય થયાના કે પાછળ હઠવાના ચિન્હ ભાસમાન થાય, સ્ફુર્તિમાથી નિરુત્સાહ સંભવે, અવિશ્રાંત ચળવળ પછી તુલના કરતાં

સુસ્તી આવી હોય એમ લાગે, નિરાશા થાય, દૃષ્ટિને આવા આભાસો થતા હોય તો પણ જો આપણા હેતુ, તેનો પ્રકાર, વિચાર અને માર્ગ, સાધ્ય અને સાધનો એ સર્વે બીનચુક અને સન્માર્ગી હોય તો તે યોગ્ય સમયે સફળ થયા વિના રહે જ નહિ એમા નાઉમેદ થવાનું જરાએ કારણ ન હોય.

પુરોગામી થાઓ 'લોકસત્તાના સૈનિકો' યશ તો તમારો છે, પછી તે કાલે મળે કે ભલે વાર લાગે વિચાર પકવ બનાવો, મતો પુષ્ટ કરો, શ્રદ્ધા વધારો, વિચાર વિનિમય–ચર્ચા કરો, મતભેદ મટાડો, સંઘટિત કાર્ય ઉત્પન્ન કરો, અત કરણ એકરૂપ થવા દો, એટલે વિજય તમને ને તમને જ વધાવી લેશે

---

: ૬ :

# ધ્યેય અને વ્યવહારિકતા

ધ્યેય અને તત્ત્વો આંકવા તો સહેલુ છે પણ તેનો પ્રત્યક્ષ વ્યવહારિકતામા ઉપયોગ કરવાની ક્રિયા માત્ર ઘણી મુશ્કેલ છે

આપણે લોકસત્તાક પદ્ધતિએ વર્તી શકીએ કે કેમ? પ્રજાને તે દૃષ્ટિએ શિક્ષણ આપીને તે તત્ત્વનો તેના હૃદયમા વિકાસ થયા વિના લોકસત્તા અશક્ય છે એટલે આપણા તત્ત્વો પરથી જ એ વાત સિદ્ધ થાય છે કે ગમે તે ક્ષણે કાઇ આપણે પ્રજાસત્તાના માર્ગનું અવલબન કરી શકતા નથી. તો પછી તેવી સ્થિતિ પ્રાપ્ત થતા સુધી શુ કરવુ? લોકોની તૈયારી થાય ત્યા સુધી સિડનહૅમ કે ડાયરશાહી જ ચાલુ રહેવા દેવી કે મૉંટેગ્યુ સાહેબની યાદી મુજબ હપ્તે બદીથી જે કાઇ મળે તે થડે પેટે લેતા રહેવુ? એક વખત મુડીવાળા, જમીનદાર અને મધ્યમ વર્ગ સત્તાધારી બન્યા એટલે મજુર, ખેડૂત, સર્વ સાધારણ રૈયત અને અસ્પૃશ્ય વિગેરેને પોતપોતાનું યોગ્ય સ્થાન મેળવી લેવુ અશક્ય નહિ તો દુર્ઘટ તો થઇ પડે જ હિદી નોકરશાહીથી વધુ ફાયદો થવાનો સભવ છે કે કેમ? હિદી મુડીવાળા અને જમીનદારો ગરીબ લોકોને એટલે ખેડુત, મજુર તથા અસ્પૃશ્યોને દાબી દેવામા જ તેમને હાથે આવેલી સત્તાનો દુરૂપયોગ ન કરે એમ પણ કેમ કહેવાય? ધારાસભામા આવો દુરૂપયોગ થએલો આપણે જોયો છે. એટલે પછી ચાલુ રાજ્યપદ્ધતિ હતબલ કરવાની ખટપટ કરવામાએ શો ફાયદો? તે

કરના તો મળેલા સુધારામા વિનીતો સાથે સહકાર કરવા શી હરકત હોય? ઉપલા સર્વે સવાલોનો જવાબ એવો છે કે હાલની રાજ્ય-પદ્ધતિ છે તેમ ચાલુ રહે તો આપણા અંતઃકરણમા સ્વત્વની જે થોડી-ઘણી જાગૃતિ આજ વસે છે તે પણ નષ્ટ થયા વિના રહે નહિ. રાષ્ટ્રીય અવનતીની લોકસમાજને એક વખત માહિતી થઇ એટલે તેના બીજભૂત કારણોનો નાશ કર્યા વિના શાંતિથી બેસી રહેવુ અશક્ય છે.

સ્થિતિ ગમે તે હો, પારકી રાજ્યસત્તા તો અસહ્ય જ હોય કારણ હાથ નિચેના નૈતિક પાયાનો તે નાશ કરે છે સ્વતંત્ર રીતે વિચાર કરવાનુ પ્રજામા કૌવત જ રહેતું નથી કારણ આવી પારકી સત્તાથી સ્વાભિમાનની ખુવારી થતી જાય છે પોતાના હૃદયમા વસતી ભાવના ખુલ્લા દીલથી પ્રજા જાહેર કરી શકતી નથી લોકોમા પરાવલંબન વધતું રહે એ હેતુથી પ્રજાની સંઘટના તોડી પાડવા તરફ પરાઇસત્તાની કોશેષ હોય છે ભલે કોઇ એકાદ રાજ્ય લાયક અને નિ:પક્ષપાતી હોય ( અંગ્રેજોનુ રાજ્ય માત્ર તેવુ નથી જ ) તો પણ તે લોકસત્તાનુ વિરોધી અને દુરાચારી જ હોય

રાજ્યકારભારમા ભલે કોઇ બાહોશી ન ધરાવે, પણ દાસ્ય વૃત્તિ તો ઉન્નતિનો નાશ કરનારી હોવાથી હમેશ અસહ્ય જ છે અનિયંત્રિત કે તાત્કાળિક અનવસ્થા કરતા કાયદાને આધારે આવેલી અંધેરી નગરી જ વધારે બુરી હોય છે' ડાયરશાહી એ જ તેનુ બીજુ નામ' વસ્તુત ડાયરશાહી કહો કે બેબંધશાહી કહો, બન્ને એકજ. એક મીઠી અને બીજી સાદી, પણ મુળમા તો બન્ને કડવી ગોળી' જ્યા સુધી અધિકાર ધરાવતી સત્તાનો ઉગમ ઇંગ્લંડના પાર્લામેન્ટમાથી જ

થતો રહે, ત્યા સુધી આ લોખંડી ચોકઠું ( Steel Frame ) તેમની પદ્ધતિએ જ ઘડાય, જ્યા સુધી ખજાનો અને લશ્કર પારકા સ્ટેટ સેક્રેટરીના તાબમા રહે ત્યા સુધી આ દેશમા પ્રજાસત્તાનો ઉષ કાલ સરખોએ થએલો કહેવાય નહિ

અમને વખતે મિત્રાચારીથી સલાહ આપનારા માર્ગદર્શકોની પણ જરૂર લાગશે, પણ જયા સુધી પાર્લમેન્ટના હુકમથી તથા તે હુકમ મુજબ આ રાજ્યની ગાડી ચાલુ રહે ત્યા સુધી આપણી કલ્પના મુજબ આપણે સ્વતત્ર થતા હોઇએ એમ કદાપિ ગણી શકાતું નથી ગમે તે વર્ગના હાથમા સત્તા હોય, તો પણ અમને એવી ખાત્રી થવી જોઇએ કે તે સત્તા અમારા મતને અનુસરીને જ ચાલનારી છે

હિદી જમીનદારો મુડીવાળાઓ તથા મધ્યમ વર્ગ એ ત્રણેની બનેલી નોકરશાહી કે ધારાસભા હોય તો આજે જે પદ્ધતિ ચાલે છે તે ચાલી શકે નહિ લોકમતને વખોડવાની તેઓ હિમત જ ન કરે હિદી નોકરશાહીને લોકોની સલાહ લઇ તે મુજબ વર્તવુ પડશે આપણી પ્રજા નિર્ભય, સ્પષ્ટ બોલનારી અને સમર્થ બનવી જોઇએ પણ હાલની નોકરશાહી જે કુટિલ, વિશ્વાસઘાતી અને લુચ્ચાઇનુ શિક્ષણ આપે છે તેવી કેળવણીથી આપણામા નિર્ભયતા ઉત્પન્ન થાય એમ અમો માનતા નથી આપણી માગણીનુ પ્રતિપાદન કરવા બુદ્ધિની કુશળતા તથા આપણી સત્ય ઇચ્છાનુ સમર્થન કરવા માટે નીતિવર્ધક થઇ પડે તેવા શિક્ષણની તાલીમ લઇને જ લોકોએ નિર્ભય થવુ જોઇએ એ વિચારસરણીએ જોતા હાલની નોકરશાહી કરતા હિદી નોકરશાહી વધારે સારૂ કામ કરશે જ કરશે એમ અમો નથી કહેવા

માગતા, પણ અમારી સમજણ એવી છે કે પારકી નોકરશાહી જેવુ હિંદીઓનું હૃદય કઠણ નથી તેથી લોકમત સામે તે નમે જ રૌલેટ ઍક્ટ પાસ કરવો, હન્ટર કમિટીનો રિપોર્ટ છે તેવો ઘડી કાઢી મંજુર કરવો, બ્રિટિશ મંત્રી મંડળે પંજાબના અત્યાચાર વિષે જેમ આંખ આડા કાન કર્યા તેમ કરવુ, એ વાતો હિંદી નોકરશાહીને હાથે કદાપિ બનત નહિ તેણે ગુરૂકાબાદ જેવી ભુલ ન કરી હોત શિરોમણી ગુરૂદ્વાર પ્રબંધક કમિટી તથા અકાલીદલોને ક્રિમિનલ લૉ અમેંડમેન્ટના કાયદાની રૂએ બેકાયદેસર ન ગણી હોત અધિકારીઓ વિના તો કોઇ પણ રાજ્ય ચાલી શકતુ નથી. એમાના સર્વ સાધારણ અધિકારીઓના આચરણ પરથી એકંદર નોકરશાહીની કલ્પના કરી શકાય છે ગ્રેટબ્રિટન તથા અમેરિકામા પણ કાયમ અધિકારીઓ હોય છે જ પણ તેમને 'નોકરશાહી' ન કહેવાય કારણ તે વિશેષ ગુણવાચક શબ્દ છે. તેવા ગુણ ત્યાના અધિકારીઓમા હોતા નથી તેઓ જેવા સરકારના નોકર તેવા જ રાષ્ટ્રના અંગો હોય છે જેથી તેમને પોતાની કે સરકારની પ્રતિષ્ઠા કરતા દેશની પ્રતિષ્ઠા વધારે કિંમતી લાગે છે લોકોના આપણે નોકર છીએ એવી ભાવનાથી જ તેઓ વર્તે છે તેથી તેમને નોકરશાહી તો ન જ કહેવાય અહી નોકરશાહી પોતાને પ્રજાના ઉપરી અમલદાર, રાજ્યકર્તા અને માલીક સમજે છે. હિંદમા ખરી લોકસત્તા ન હોય તો પણ જવાબદાર રાજ્યપદ્ધતિ ચાલુ થતા જ હિંદી અધિકારીઓને—પછી તે ગમે તેવો મોટો હોદ્દો ભોગવતો હોય તો પણ—આ ફેર માનવો પડશે રાષ્ટ્રઘટક તરીકે જ તેઓ સરકારમા નોકરી કરી શકે આજે હિંદમા જન્મ પામેલો ઍંગ્લો ઇંડિયન તદ્દન જુદી રીતે વર્તે છે. લોકમત કરતાએ તેને પોતાની પ્રતિષ્ઠા મોટી લાગે

છે. જેથી કરીને લોકમતનો દાબ તેના સ્વભાવ પર પડવો અશક્ય છે. કેટલીક વખતે તો આ ઍંગ્લોઇંડિયન શુદ્ધ અંગ્રેજોથી પણ વધી જાય છે, કારણ તેને પોતાના અગ્રેજ ભાઇબંધોમા માનભગ થઇ ન્યાતિબાહ્ય ( ન્યાત બહાર ) મુકાવાનો અહોરાત્ર ભય રહે છે તેમજ જે દેશમા જન્મ થયો તે હિદભૂમિ વિષે લાગણી દર્શાવતા વધારો અટકે એની પણ તેને બીક હોય છે ગુપ્ત રિપોર્ટોની ચિતા પણ ખરી જ. એટલે આખા રાષ્ટ્રની અનુમતિ કરતા પણ બરોબરીઆ કે હાથ નિચેના ઍંગ્લો ઇંડિયન અધિકારીઓની અનુમતિ તેને વધુ યોગ્યતા ભરેલી અને આદરવા યોગ્ય લાગે છે આથી તે અનીતિમાન, દયાહીન થઈ અને અનૈસર્ગિક સ્થિતિમા જઇ પડેલો હોય છે સગાવહાલા માટે સ્નેહસંબંધનો પણ ત્યાગ કરી શ્વાનવૃત્તિથી દાસતાની પૂજા તેને કરવી પડે છે તાત્પર્ય કે નોકરોની નિમણુકો, વધારો, પસદગી અને તાબો એ સર્વે બ્રિટિશોના હાથમા રહે ત્યા સુધી હિદી નોકરશાહીથી પણ દેશને ફાયદો થવાનો ઘણો સભવ નથી

ગમે તે મનુષ્યને નોકરી પર નિમવાની અને ગમે તેને બરતર્ફ કરવાની સપૂર્ણ સત્તા દેશને હોવી જોઇએ. એકાદ ખાતામાથી એકાદ મનુષ્યની બદલી કરવાની મત્તા હોવી એ કાઇ ખરો અધિકાર ન હોય સ્વરાજ્યના કાળમા પણ કેટલાક વખત સુધી કેટલાક ખાતા પર દક્ષ અગ્રેજોની નિમણુકો કરવી પડે એકાદ મનુષ્ય બ્રિટિશ હોવાને લીધે જ તેનો તિરસ્કાર કરવો એવુ કાઈ છે જ નહિ અમને તેમની અધિકાર સત્તા નથી જોઇતી તે બાદ કરતા મિત્ર, સ્નેહી, સત્તાગાર અથવા માર્ગદર્શક એમ ગમે તે રીતે અગ્રેજોના સહકારને, અમો આવકાર આપીશુ અગ્રેજ—અધિકાર સત્તા=સહકારી મિત્ર એવું મારૂં કોષ્ટક છે.

બીજો પક્ષ ધારાસભા વિષે, મારી માન્યતા એવી છે કે સર્વે જાતી વર્ગ અને ઉપવર્ગોના હકકો માન્ય થવા જોઇએ તો પણ એક મુકરર પ્રતિજ્ઞા લેનારા લોકસત્તાવાળા લોક મળી આવે તો મધ્યમ વર્ગના હાથમા ધારાસભા હોય તો કાઇ ખોટુ નથી (સ્વરાજ્ય-પક્ષે આવી પ્રતિજ્ઞા લીધેલી વાચકો જાણે છે ) પછાત વર્ગોની આજની સ્થિતિનુ નિરીક્ષણ કરતા તેમની બૌદ્ધિક, નૈતક અને આર્થિક ઉન્નતિ શ્રીમાન તથા મધ્યમ વર્ગો પર આધાર રાખનારી હોવાથી મધ્યમ વર્ગના હાથમા ધારાસભા જાય તે સિવાય અન્ય માર્ગ નથી યુરોપીય તથા અમેરિકન રાષ્ટ્રો આખા જગતની સમતિ અને મદદથી જે કાઇ કરી ગયા છે તે કરતા આપણે સહેજે શુ વધુ કરી શકવાના હતા ?

આજે આપણુને બે નિયતા છે, એક પારકા લોક અને બીજા હિદી મુડીવાળા પારકા મુડીવાળાઓને નષ્ટ કરીને હિદી મુડીવાળાઓ સાથે આપસઆપસમા કાઇક મમાધાની કરવી એ જ સુધારાની દૃષ્ટિએ પણ લાભકારી હોઇ શકે. બન્ને મુડીવાળાઓને જતા કરવા એ તો ઘણી દૂરની વાતો છે અને તે સાધવામા જ જો આપણે આજે આખો વખત ખર્ચી નાખીએ તો તે સાધવા પહેલા જ આપણી નૈતિક ખુવારી થાય અને આજે જે સ્વાભિમાન તથા આત્મચેતના જાગ્રત છે તે નષ્ટ થઇ જાય ' આનો અર્થ કામગારોની ભાવના, તેમનુ હિત, તેમની જરૂરીઆતો વિગેરે તરફ આડી નજર કરવાની છૂટ છે એવો માત્ર ન જ હોય આપણા ઘરમા એકવાર સ્વતત્ર થયા કે તે વર્ગોના હિત વધારી આ વર્ગવારી ઝગડા મટાડી દેવાના પ્રયત્નો કસીને કરી શકાય તેમજ તેમના હિતવર્ધક અને રક્ષક જો કે મધ્યમ વર્ગના લોક છે તો

પણ લોકલબોર્ડ, મ્યુનિસિપાલીટી અને ધારાસભામા તેમના જ સભાસદ મોકલવામા આવવા જોઇએ જે કોઇ પોતાનુ હિત જેવી રીતે જાળવી શકે તેમ બીજાથી બને નહિ બીજા પર અધિકાર ચલાવવામા કોઇ પણ ફતેહમદ નિવડી શકતો નથી મજુર કે પછાત કોમને તેમનુ રક્ષણ બીજાએ કરવાની કે નોકરીએ રાખનાર ધણીની મહેર નજર પર વિલંબી રહેવાની જરૂર સગ્ગીએ ભાસવી ન જોઇએ તેથી દેશની રાજ્યનીતિમા તેઓ ભાગ લઈ શકે તેવુ યોગ્ય શિક્ષણ અને કેળવણી તેમના મિત્રોએ તેમને આપવી જોઇએ

× ×

## શ્રી ગીત ગોવિંદ

મહાભારત અને રામાયણની પેઠે અખિલ ભારતવર્ષમા તેમજ વિદેશમા અષ્ટપદીને નામે ખ્યાતિ પામેલુ સંસ્કૃત સાહિત્યની પ્રતિષ્ટા વધારનારૂ, વિદ્વાનોને મોહિત કરનારૂ દેશાતરમા Song of Songs ના નામે વખણાયલુ, અલકાર, નાયકા ભેદ આદિથી ભરપૂર, રગ રાગના પ્રેમીને રગમા, ભક્તિના પ્રેમીને ભક્તિમા મગ્ન બનાવનારૂ, ધર્મ મદાકિની પ્રવાહમા વિહાર કરનાર અને કરાવનાર મહા ભક્ત શિરોમણી કવિ શ્રી જયદેવે પોતાનો શૃગાર રસનો વિનિયોગ કૃષ્ણ–રાધાની ભકિતમા કર્યો છે, એમનુ હૃદય પ્રેમલક્ષણા ભક્તિથી ભરપુર હતું–એમનુ કાવ્ય શ્રી ગીત ગોવિદને પ્રબધમા, સગીત-શાસ્ત્રના નિયમ પ્રમાણે રચેલુ હોવાથી એકદમ કઠસ્થ થઇ જાય તેમ છે અને કિર્તન કરવામા વિશેષ અનુકુળ પડે તેમ છે.

ચદ્રદત્ત મૈથીલ તો જયદેવને શ્રી કૃષ્ણ પરમાત્માનો અવતાર લેખે છે અને ગીત ગોવિદની વાણી તો સાક્ષાત શ્રીકૃષ્ણચદ્રની છે એમ બેધડક કહે છે ગીત ગોવિદમા પદે પદે પ્રેમભક્તિ જણાય છે. પાકુ પુઠ્ઠ સચિત્ર રૂ. ૪–૦–૦

: ૭ :

# આપણું-કાર્ય

આજની સ્થિતીમા પ્રચાર, શિક્ષણ, કેળવણી, સઘટના તથા રચનાત્મક કાર્યક્રમ એ કામો અતિ મહત્વના છે ઇ. સ ૧૯૨૧ ની સાલે આપણે પ્રચડ ચળવળ કરી સઘટના તથા વિધાયકતાની દૃષ્ટિએ પણ તેમા ઘણુ કાર્ય કરી શકયા પરતુ તે સર્વે "એક વર્ષમા સ્વરાજ્ય"-એવી ભાવનાને વશ થઇને અને તેથી જ ઘણા કાર્યો અસ્થિર અને ક્ષણિક નિવડ્યા 'એક વર્ષમા સ્વરાજ્ય' એ મોહીનીથી આપણે એવા ઘેલા બની ગયા કે રચનાત્મક કાર્યક્રમ અને સઘટનના એ કામોનો સુક્ષ્મ રીતે વિચાર કરવો જોઇતો હતો તેમ બન્યુ નથી તેથી આ બન્ને બાબત દૃઢ અને ચિરસ્થાયી બનાવવાની સાવધાનતા તે ચચળતામા રહી નહિ. જે કોઇ વિચાર કરવામા આવ્યા તે કેવળ એક જ વ્યકિત તરફથી ચક્રવાતના વટોળીયા મુજબ તે પુરૂષે આખા દેશમા શુ પણ ખુણે ખુણે ભ્રમણ કર્યું તેમની આકૃતિની અસર વિચાર પર થયા વિના પણ રહી નહિ તેમના વિચાર ત્વરિત શીઘ્ર અને મુખ્યાધિકારના હતા તેમની વિચારશકિતને શકા, વિલબ, ચર્ચા, પૃથક્કરણ એ સર્વે અસહ્ય ભાસતા એટલે તેમને મુખ્ય અધિકારી ગણાવવાની ઇચ્છા હતી, અથવા કોઇ ચર્ચા કરવા માગે તો તે સહી શકતા નહિ એવો આનો અર્થ નથી. ના, ના-તેમ હતું જ નહિ, મહાત્મા ગાધીજીએ ચર્ચા કરવાનો કે મતભેદ ધરાવવાનો કોઇને પણ

પ્રતિબંધ કરેલો ન હતો પરંતુ આ મતભેદ કે ચર્ચાની કોઇ પણ જાતની અસર ન થતા તે ફોકટ જતા. કારણ એક તો પ્રત્યક્ષ કાર્ય-ક્ષેત્રમા પગલુ ભરતા જ એવા ભેદ છોડી દેવામા આવતા અને તે સિવાય પ્રજા મહાત્માજીના મતનો અંગિકાર કરી તે મુજબ ઘણે અશે વર્તન પણ રાખતી. પોતાના મનો વિષે મહાત્માજીને શ્રદ્ધા હોય જ પણ લોકોને સુદ્ધા હતી. તેથી મહાત્માજીના મતથી વિરૂદ્ધ જવાની હિમત ઘણા જ થોડા લોક કરી શક્યા, અને જેમણે તેવી હિમત કીધી તેમને તત્કાળ એવી પ્રતીતિ થઇ ચુકી કે આપણા મતભેદ બોલી દાખવવા એ ભીંત સામે માથુ ફોડી લેવા સમાન છે પણ તેથી તેમના સહકારી તથા તેમની સરદારી નીચે કામ કરતા કાર્યકારી અનુયાયીઓની નિષ્ઠા દાસ્યનાની કે ચચળ માત્ર ન હતી સર્વેની જ મૂળભૂત કલ્પના એક, અને તે એ કે મહાત્માજીને તેમની યોજના મુજબ કામ કરવામા દેશમાથી બનતી મદદ અપાવવી પોતાની યોજ-નાનો પુરસ્કાર કરવામા તેમણે આનાકાની કીધી નથી જ, પણ જેમણે તેમની સરદારી સ્વીકારી તે કાર્યકર્તાઓને પણ તેમણે બીલકુલ આરામ લેવા દીધો નહિ એટલે તેમની યોજના તાત્કાલિક સાધ્યની દૃષ્ટિએ અ-યશસ્વી નિવડી હોય તો પણ તે તેમના આળસને લીધે અથવા તેમના અનુયાયી કે સહકારીઓની શ્રદ્ધા કે મદદ ન હોવાને લીધે આમ થયુ એમ તો કહેવાય જ નહી નજીવા કારણો માટે તે ફસાઇ પડી એમ કહી અચરજ માનવાનુ કારણુ નથી પણ આવા મોટા પ્રમાણમા તે યશ-સ્વી થઇ શકી તે માટે જ આશ્ચર્ય થવુ જોઇએ આ નિષ્ફળતાનુ ખરૂં કારણ એ છે કે આગળ ઉપર આવનારી સ્થિતિનો તેમણે પ્રથ-મથી લાંબો વિચાર કર્યો નહીં જેથી તે સ્થિતી પર તેઓ કાબુ રાખી શક્યા નહી

બારડોલીના નિર્ણય વિષે મે અન્યત્ર ચર્ચા કીધી છે જ એટલે અત્રે લખાણમા રોકાવાની જરૂર નથી મારે દર્શાવવાનુ એ જ છે કે 'એક વર્ષમા સ્વરાજ્ય' મેળવવાના વટોળમા આપણી સઘટના તથા રચનાત્મક કાર્યક્રમ તરફ જોઇતું ધ્યાન આપવામા આવ્યુ નહી. તેથી તે યોજવામા દૂરદર્શી અને વિચારપકવ તત્વોનો સમાવેશ પણ થઇ શક્યો નથી એટલે ચૌરીચૌરાના રમખાણ પછી મહાત્માજીએ સામુદાયિક કે લઢાઇના કાયદાભગની પ્રવૃત્તી બધ કરી કૉંગ્રેસના કાર્ય-ક્રમમાથી તે વ્હીમ દાઇટ કાળને માટે બાજુએ મુકી ખરેખર જ એ ડહાપણ ભર્યું કામ કર્યું પણ બારડોલીનો આ સબુરીનો નિર્ણય શ્રદ્ધાવાન આશાવાદી લોકોને બૉમ્બના ધડાકા જેવો લાગ્યો તેમની મનોવૃત્તીને અકલ્પિત મહાપૂરનો પ્રલય વર્તી ગયો હોય એવો ભાસ થયો આ નિકાલથી કેટલાક તો ભ્રમિત અને આશ્ચર્યચકિત થઇ ગયા, એટલુ જ નહી પણ ક્રોધાયમાન પણ થયા લગભગ ત્રીસ હજાર સૈનિકો જેલમા હતા બાર મહિનાની અવધીમા કરોડ રૂપિયા ખર્ચાઇ ગએલા હતા ઘણે ભાગે સર્વે પ્રાન્તિક નેતાઓ તથા કાર્યકર્તાઓ જેલમા પુરાયાથી નષ્ટ થઇ ગએલા હતા સરકારી અધિકારીઓએ ભયકર સતાપ ઉપજાવે તેવા બળતા પ્રસગો આણી મુક્યા હતા છતા પણ લોકોએ શાતિ જાળવી. હજારોએ પોલીસ તથા જેલની ક્રૂરતા સામે થયા વિના વેઠેલી હતી અને આ સર્વે શાને માટે? બારડોલીના અદ્ભુત પ્રસગ માટે' તેથી લોકોને સતાપ થયો આવી ક્રોધકારી મન સ્થિતિમા બારડોલીના નિર્ણયનો વિચાર કરવા ઑ. ઇ. ની કૉ. કમિટી દિલ્હીમા એકત્ર મળી. અને થોડા ફેરફાર સહ ત્યા પણ બારડોલીનો નિર્ણય જ મુકરર રાખવામા આવ્યો. મહાત્માજીનો લોક

પર રહેલો અઢળ દાબ પણ ત્યા જ દિગ્દર્શિત થયો. તેમને બદલે બીજો નેતા હોત તો લોકોએ તેને ક્યારનોએ ઉડાવી દીધો હોત. બાગ્ડોલીના આ નિર્ણય પર ભારે મતભેદ હોવા છતા લોકોએ મહાત્માજીને શાતિથી સાભળ્યા મારી નજરે આ કૃતિમા જ તેમનો ખરો વિજય છે છતાએ સહકાર અને વિનીતોએ આ વિજયનો જુદો અર્થ કર્યો દિલ્હીના નિર્ણયમા તેમને મહાત્માજીના અસ્તચિન્હો ભાસમાન થયા અને તે અસ્ત પૂર્ણ કરવાના હેતુથી તેમણે મહાત્માજીને ગિરફ્દાર કરી અંધારી કોટડીમા પુરી દીધા રાજ્યદ્રોહનો ગુન્હો પુરી રીતે કબુલી લઇ વધુમા વધુ સજા માગતા આરોપીના પિજરામા ઉભી રહેલી મહાત્માજીની મૂર્તિએ લોકોની મનોવૃત્તિ પલટાવી નાખી તથા પોતાના તરફ તે આકર્ષી લીધી

( એક દરે ભડકી ઉઠેલી સ્થિતિ ધ્યાનમા લેતા ) દિલ્હીના વિજયમા છ વર્ષની સજાથી ઉમરો જ થયો લોક સજા સાભળી બારડોલીનો ક્રોધ ભુલી ગયા પૂજ્ય નેતા પર આવી પડેલુ સકટ લોકે ને કારી ઘા સમાન લાગ્યુ. ખરૂ જોતા સંકટમા મહાત્માજી ન હતા, આખો દેશ હતો આજે હુ કહુ છુ તેનો કોઇને પુરાવો જોઇતો હોય તો તેણે ગયા કૅાંગ્રેસના ઠરાવો તપાસી જોવા લોકોના મન પર મહાત્માજીના કેસની અસર જોવીને તેવી હાલ પણ છે અને તેથી કરીને જ તેમણે ઘડી કાઢેલી યોજનામા જરાએ-શબ્દ સરખોએ ફેરફાર કરવા તેઓ તૈયાર નથી આમ કરવામા નેતા પર રહેલ શ્રદ્ધાને ઓછાપણું આવે એવો તેમને ભય લાગે છે. પણ એ કલમોના અક્ષરોની ઉપાધિમા બારડોલીનો નિર્ણય માત્ર પાછળ પડયો કારણ કાયદાભગની તૈયારી

કરી ચાર મહિનામા પચીસ લાખ રૂપિયા અને પચાસ હજાર સ્વય-સેવકો ભેગા કરવાની ક્રિયા બારડોલીના ઠરાવથી વિસગત છે રાજકીય કેદીઓના ખટલા તથા આત્મક્લેશની ખળભળમા અન્ય બાબતો (હિદુ મુસલમાનોની તકરારો, ગુરૂકાબાદ પૂર્વમાના દેશોની હાલત વિગેરે) નો ઉમેરો થવાથી અને યોગ્ય નેતા ન રહેવાથી બારડોલીમા મુકરર કરવામા આવેલા રચનાત્મક કાર્યક્રમ તરફ લોકોનુ દુર્લક્ષ થતું જાય છે.

ધારાસભા વિષેની ચર્ચા સાકડી નજરે અને પક્ષાપતાથી ચાલી રહી છે બન્ને પક્ષે સ્વપક્ષનું સમર્થન કરવા માટે કાયદાભગની યોજનાનો ગેરઉપયોગ કીધો છે મ્યાન કરેલી કાયદાભગની તલવાર ફરીથી બહાર નીકળી રહી છે પુરી દેવામા આવેલા ભૂતને ફરીથી સજીવન કરવાનો જાદુ ચાલુ થયો છે. પણ મહાત્માજીની આગેવાની નીચે જે સંભવ હતો તેથી વધુ ચેતના હવે થઇ શકે કે કેમ એનો કોઇ વિચાર સરખોએ કરતું નથી અલ્પકાળમા દેશની તૈયારી કરવાની ભૂલ ફરીથી થાય છે રાષ્ટ્રમા નવચૈતન્ય જાગૃત કરવાને અર્થે કાયદાભગની ઘોષણા પ્રવર્તિ રહી છે રચનાત્મક કાર્યક્રમથી પ્રગતિ ન થવાનું ખરૂ કારણ ચૈતન્ય શિથિલતા એજ છે પણ ચાલુ પ્રયત્નોમા સમાએલો હેતુ માત્ર શુદ્ધ નથી (ગયા કોંગ્રેસે ચાર મહિનામા ૨૫ લાખ રૂપિયા તથા ૫૦ હજાર સ્વયંસેવકો ભેગા કરી સત્યાગ્રહ શરૂ કરવાનો ઠરાવ કરેલો તે વિષેની આ ચર્ચા છે ) ધારાસભાના સવાલનો તેની પાત્રતા મુજબ નિર્ણય આપી શકાય તેમ હતું તેનો કાયદાભગ સાથે સબંધ નથી પરતુ નેતા અને કાર્યકર્તાઓએ આ સવાલ પર રમખાણુ મચાવ્યા છે અને અત્યત મહત્વનો જે રચનાત્મક કાર્યક્રમ તે શરૂ

કરવાના ચિન્હ સરખાએ દેખાતા નથી ધારાસભા વિષેનો મારો મત મે અન્યત્ર જાહેર કરેલો છે. (અને તે સપૂર્ણ રીતે અનુકૂળ છે) તે જ મત મને આજે પણ માન્ય છે તેથી તેનો પુનરુચ્ચાર અત્રે ન કરૂ મને તો જે અત્યત મહત્વનુ કાર્ય દેખાય છે તે લોકશિક્ષણ અને સઘટનનુ છે કોંગ્રેસમાના બુદ્ધિશાળી લોકોએ આ માર્ગે પ્રયત્ન કરવો જોઇએ એવી મારી ઇચ્છા છે આગેવાનોએ તર્કશાસ્ત્રને અનુસરીને આ સવાલનો ઉંડો વિચાર કરવો ઘટે છે સત્યના શોધ કરનારા મુમુક્ષજનો પ્રમાણે તેમણે તેનુ ચિતન કરવુ જોઇએ. ઇ. સ. ૧૯૨૧ ની સાલની અપક્વતા છોડી દઇ સુક્ષ્મ વિચારપૂર્વક યોગ્ય યોજના ઘડી કાઢવી જોઇએ. ઇ સ ૧૯૨૦ થી ૨૨ ના કાળમા મળેલા અનુભવનો ફાયદો જરૂર લેવો જોઇએ ફડ ભેગા કરવા, સ્વયસેવકોની ભરતી કરવી વિગેરે બાબતો તે તે માર્ગે યોગ્ય જ છે, પણ ગયા બે વર્ષના અનુભવથી રાષ્ટ્ર સઘટનાની ઉત્તમ યોજના મુકરર કરી પ્રથમ વ્યક્તિગત અને પછી સામુદાયિક ચર્ચા કરીને કોંગ્રેસના ધ્યેયનો વિકાસ કર્યા વિના આપણને યશ પ્રાપ્ત થવાનો નથી ભાવના પ્રજ્વલનમા એકાદ કામ કરી જવા કરતા શાત ચિત્તથી, સમતોલ રહી રચનાત્મક કામ કરવુ ઇષ્ટ છે

આજે રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતા આપણે ઘણી નાજુક સ્થિતિમા છીએ તેમાથી પાર પડવુ આપણી વિચારપદ્ધતિ અને યોજના પર આધાર રાખે છે ભવિષ્યની દીર્ઘકાળની વાતો કોઇથી જ ઓળખી શકાય તેમ નથી છતા પણ દરેકે વિચારપૂર્વક, આત્મનિરીક્ષણ કરવાની જરૂર છે નેતાઓ પર ઘણી મોટી જવાબદારી રહેલી છે તેમની કાર્યપદ્ધતિ સ્પષ્ટ, વિચારપુષ્ટ તથા નિશ્ચયાત્મક હોવી જોઇએ તેમા

શકા ન હોય આગળ શુ કરવાનું છે તે લોકોને સ્પષ્ટ રીતે સમજાવી દેવુ જોઇએ લોકોની મનોભાવના કાર્ય પર હોય તો તો ઉત્તમ જ, પણ તેમ ન હોય તોએ નિરાશ થવાનું પ્રયોજન નથી. નેતાનુ કાર્ય તો અહીંથી જ શરૂ થનારૂ છે, આપણા સાધ્યને પોષક થાય તેવુ શિક્ષણ આપવાની ચળવળ કરવી જોઇએ ભાષણો, હસ્ત પત્રકો, વિગેરે જે જે પ્રકાર સભવે તે સર્વનો ઉપયોગ નેતાઓએ કરવાનો છે સઘ, સમાજ, કલબ, શાળા એમનો ઉપયોગ આવા કાર્યમા કરી લેવાનો છે રાજકીય ઘટનામા બનતા સર્વે ન્યાયભર્યા માર્ગનો અનુવાદ કરવો ઘટે વાસ્તવિક રીતે જે રાજકીય ઘટના સાથે આપણો સબધ નથી તે વિષે નિષ્ઠા કે વફાદારી ધરાવવાનુ કારણ નથી તો પણ જ્યાસુધી આપણે તેનાથી અહિત થતા નથી, અથવા આપણી વિવેક બુદ્ધિને નડતર થતી નથી ત્યા સુધી તે ઘટનાને માર્ગે જવામા બિલકુલ હરકત ન હોય આપણે હાલ એ નિયમ છે આપણી ચળવળ ન્યાયભરી અને શાતિવાળી હોવી જોઇએ આ નિયમોને ધોકો ન આવે એવા સર્વે માર્ગો આપણે માટે ખુલ્લા છે જ્યા સુધી તત્વની દૃષ્ટિએ સર્વેનુ સાધ્ય નૈતિક અને રાજકીય રીતે સત્યથી ભરેલું અને એક સરખુ જ છે, ત્યાસુધી કોઇપણ જુદા જુદા સાધનો અને માર્ગોનુ અવલબન કરવામા જરાએ હરકત નથી કામ કરવાની એક જ એક પદ્ધતિ એ કાઇ ચૈતન્યનુ લક્ષણ ન કહેવાય એક હેતુ, એક પ્રેરણા, એક આદેશ, એક ઉદ્દેશ, એમ સર્વેના હૃદયમા એક સરખી ભાવના જ વસે છે ત્યાસુધી ભિન્નભિન્ન માર્ગે જવા છતા પણ એકરાષ્ટ્રીયતાને જરાએ નુકશાન થવાનું નથી. જેથી પક્ષાભિમાનના કુડમા હોમાઇ ખોટા મમતે ચઢવામા વખત ગુમાવવો ઠીક નથી.

તત્વનો ઘાત થતો હોય ત્યા મતભેદની તીવ્રતા અવશ્ય છે. પણ એકજ તત્ત્વ તરફ ભિન્ન રંગના કાચમાથી જોવાને લીધે ઉત્પન્ન થતા મતભેદને મહત્વ આપી એકબીજાના રસ્તા બંધ કરી દેવા અયોગ્ય છે કાયદાભંગનુ શસ્ત્ર આજની ઘડીએ તો મ્યાનમાથી બહાર કઢાય જ નહી. આપણા કાર્યક્રમનુ એક અંગ તરીકે તે ગણાય અને તે સત્ય તથા કર્તવ્યના પાયા પર રચાએલું હોવાથી યોગ્ય છે પણ તેનો ઉપયોગ કરવાની વેળા માત્ર વીતી ગઇ' તેથી અનુકૂળ પ્રસંગની રાહ જોવી હિતકારી છે ત્યાસુધી વિધાયક દૃષ્ટિએ સંગઠના અને શિક્ષણના કાર્યમા મંડી જવુ આજસુધી મેળવેલા અનુભવનો ઉપયોગ હિતકારી થાય એ દૃષ્ટિએ જ કરવો જોઇએ. મને ખાતરી છે કે ઇ સ ૧૯૨૧ ની સાલ પ્રમાણેજ એક નિષ્ઠા, એકતાનતા, આત્મભાવરહિતતા અને સ્વાર્થત્યાગપૂર્વક આપણે આ કાર્ય ઉપાડી લઇએ તો જાહેર પ્રજા તરફથી મજબુત અને દીર્ઘકાળ ટકે તેવો સ્ફુર્તિદાયક ટેકો મળે જ. આપણ અત્યારસુધી જે કાર્ય કરી ચુકયા તેનુ સરવૈયુ કાઢી ગીતાના ઉદ્બોધક મહામંત્રો ભણીને યશ મેળવવાની ચેતના રાખી કામે લાગી જવુ જોઇએ, એટલે પ્રભુ કૃપાથી યશ તો મળશે જ

---

# નંદનવનને આંગણે

એ જેમ્સ એલનના By Ways of Blessedncss (કલ્યાણ માર્ગ ) ના પુસ્તકનું સુંદર ભાષાંતર છે. ભાષા એટલી બધી રસિક અને લાલિત્યમય છે કે એકના એક વાકયને ફરી ફરીને વાચતા પણ તૃપ્તિ થતી નથી. કીં રૂ. એક ગ્રન્થમાળાના ગ્રાહક માટે માત્ર દશ આના.

: ૮ :

# પ્રકીર્ણ વિચારમાળા



**હિંદનો સવાલઃ-**

હિંદુસ્થાનનો સવાલ જેમ વ્યાપક છે તેમ જ ગુંચવણ ભરેલો છે, એવો કે ઇતિહાસમા તેની જોડ મળે એવો અન્ય દાખલો નથી. લોક સંખ્યાની દૃષ્ટિએ હિંદુસ્થાન રૂશીયા બાદ કરતા બાકીના યુરોપ જેટલો અને દુનિયામા બીજો નંબર ધરાવનારો દેશ છે તેમ જ ક્ષેત્રફળ જોતા તે ચોથો કે પાંચમો નંબર ધરાવે છે. પણ આ દેશનો વિસ્તાર જ આવી ગુંચવણનું કારણ છે એમ માત્ર નથી દરેકના હિતની વિવિધતા એજ એક મુખ્ય કારણ છે હિંદનો ઇતિહાસ અતિ પુરાતન હોઇ તેનો નિર્ણય પુરાણ વસ્તુશોધકોથી પણ હજી થઇ શક્યો નથી આ દેશની પ્રજામા સર્વે ધર્મ, પંથ, જાતી અને જુદી જુદી ભાષા બોલનારા લોક છે. જેથી કરીને એક રીતે ભૌગોલિક, ઐતિહાસિક અને સંસ્કૃતિ વિષયક ઐક્ય અત્રે વસતુ દેખાઇ આવે છે. કેટલાક લોક આ દેશનું રાજકીય ઐક્ય તથા રાષ્ટ્રીયતા નાકબુલ કરે છે, ત્યારે કેટલાક તે હોવાનો દાવો કરે છે નાકબુલ કરનાર પક્ષમા બ્રિટિશ સામ્રાજ્ય સત્તાવાદીઓ તથા તેમના જાની દોસ્તો, અને બીજા પક્ષમા અત્રેનો રાષ્ટ્રીય પક્ષ તથા તેના પરદેશી મિત્રો ગણી શકાય. હેતુ ગમે તેવા હો, પણ બન્ને પક્ષના કહેવામા કાંઇક સત્યાંશ તો છે જ.

## હિંદી રાષ્ટ્ર–

રાષ્ટ્રીયતાની કલ્પના જુની હોવા છતા તુલનાત્મક દૃષ્ટિએ તેને ગયા સૈકામા જ મહત્વ પ્રાપ્ત થએલુ છે ઇતિહાસમા આ દેશને માટે 'હિંદુસ્થાન' એજ સંબોધન વપરાએલુ છે પરદેશી લોકે પણ તેને એક દેશના નામથીજ ઉલ્લેખ્યો છે પણ હાલ બ્રિટિશ સામ્રાજ્ય છત્ર નીચેના અનેક દેશોમા સ્વતંત્રતાની લડત જાગી અને તે તે દેશમાના રાષ્ટ્રીય પક્ષ તથા સામ્રાજ્યવાદી પક્ષ વચ્ચે જે તકરારો થઇ તેમા રાષ્ટ્રીયતા એક પ્રમુખ વિષય થઇ પડી એટલે આ સામ્રાજ્યવાદી લોક પોતાના પક્ષના બચાવમા નીતિ, ભાષા, સંસ્કૃતિ વિગેરેની ભિન્નતાના ઝગઝગતા વર્ણનો આપતા ગયા તથા રાષ્ટ્રીય પક્ષ તે અભિન્નતા સિદ્ધ કરવા પાછળ પડયો ગયા સૈકાના પૂર્વ ભાગમા એક રાષ્ટ્રીયતાના જે લક્ષણો ગણાતા તે હવે નાબુદ થતા જાય છે, અને વાસ્તવિક રીતે આ દુનિયા પર એવા ઘણા જ થોડા રાષ્ટ્રો હોઈ શકે કે જેઓ ઉપરોક્ત લક્ષણની પરીક્ષામાથી 'રાષ્ટ્ર' તરીકે પસાર થઇ શકે. પણ ગમે તેમ હોય છતા જે દેશને તેવુ સંબોધન જોઇતું હોય તેના માર્ગમા દુનિયામાના વિચારવંત પુરુષો કદાપિ આવતા નથી. આ વિષય પર મિ ઝૅન્ગવીલે પોતાના 'રાષ્ટ્રીયતા' નામના પુસ્તકમા ઘણીજ સુંદર ચર્ચા કરેલી છે

મારે આ સવાલ પર ચર્ચા કરવી નથી. ખરી રીતે રાષ્ટ્ર તરીકે એવી એકતા હોવા છતા ચર્ચાને અર્થે એમ માની લઇએ કે આપણો દેશ 'એક રાષ્ટ્ર' નથી તો પણ અમે વસનારા લોકોમા તે ભાવના જાગૃત થએલી છે, અને તેવા ગુણ ગ્રહણ કરવાની શ્રદ્ધા પણ ઉત્પન્ન થએલી છે એ વિષે બે મત નથી.

**સ્વરાજ્યની ઉત્કંઠા—**

વળી એક વાત સત્ય છે અને તે એ કે આ દેશમાના અનેક ધર્મવાળા, રાજકીય પક્ષવાળા વર્ગ અને સમાજ એ સર્વેને એક રાષ્ટ્રીયતા નિર્માણ કરી સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવાનુ છે હવે ભિન્ન રુચી સર્વત્ર જ હોય, તેમ સ્વરાજ્ય પ્રાપ્તિના સાધનો વિષે પણ ભિન્ન રુચીને લીધે આપણામા મતભેદ વસે છે પણ ધ્યેય વિષે કોઇની તકરાર નથી અંગ્લો ઈંડિયનો પણ આપણી ઉત્કંઠા નાકબુલ કરી શકતા નથી. રાષ્ટ્રનુ ઐક્ય એ તો મહાસભાનુ પ્રથમ અંગ હોઇ અસહકારીઓએ તો શુ પણ વિનીતોએ જુદા થોડે ઘણે દરજ્જે તે નાચવાના પ્રયત્ન કર્યા છે આપણા હિતશત્રુ ભલે તેને ફેંગટ ગણે પણ ગયા બે વર્ષમા આ એકતા ઘણે અંશે વધાર્યું છે એમા શંકાને અવકાશ જ નથી

**બ્રિટિશોનું રાજ્યોત્પાદન—**

હિંદુ-મુસલમાનોનો કડવો સવાલ એ બ્રિટિશ રાજ્યનીતિનુ પરિણામ છે હિંદુ રાજ્યની બહોળી આમદાનીમા મુસલમાનો અત્રે હતા જ નહિ એટલે તે સવાલ તે વખતે ક્યાથી હોય ? આગળ ઉપર મુસલમાનોની સત્તા જાગી છતા એ સવાલ ઉપસ્થિત થયો નહિ જ્યા સત્તા જ મુસલમાનોની ત્યા હિંદુ કરતા તેમને વધારે સગવડો મળે એ બનવાજોગ હોય. કેટલાક મુસલમાન બાદશાહો તરફથી હિંદુઓને કનડગત પણ થતી એ વાત ખરી છે, તો પણ એક દર દેશમા સંપત્તિ હોવાથી આ સવાલ ઉત્પન્ન થતો નહિ પણ તે પછી તેની સ્થિતિ રહી નથી. અંગ્રેજી રાજ્ય અને આ સવાલ એ બન્ને સાથે સાથે જ આ દેશમા આવ્યા અને આગળ ઉપર બ્રિટિશ છત્ર નીચે આ સવાલ ગંભીર થતો ગયો. કારણ યુરોપી સુધારાને તે પોષક છે

પાશ્ચાત્ય ધ્યેયના શિક્ષણમાંથી 'જેણે તેણે પોતા પુરતું જોવાનો' વ્યક્તિગત રીત ઉગમ પામી, અને આગળ ઉપર આવી વ્યક્તિગત મહત્વાકાંક્ષાની અપૂર્ણતામાં રાષ્ટ્રભાવના, ધર્મભાવના અને આર્થિક અડચણો ઇત્યાદિનો ઉમેરો થવાથી આ સવાલનું ભયંકર સ્વરૂપ આવી ચઢ્યું. હિંદુ-મુસલમાનોના કલહનું બીજ પ્રથમ લૉર્ડ ડફ્રીન તથા ઑકલંડ કૅાલવીને વાવ્યું, તથા હિંદી મહાસભા અને રાષ્ટ્રીય ભાવનાનો સંહાર કરવા માટે જ ચેતવેલા આ અગ્નિમાંથી અનેક યુક્તિઓનો પવન લાગવાથી હવે તેમાંથી મોટી જ્વાળા નિકળવા લાગી છે. તે જ્વાળાએ આજે એકલો હિંદજ નહિ પણ સર્વે એશિઆમી દેશોને ઘેર્યા છે.

અંગ્રેજ એ એક મોટી ચમત્કારિક જાત છે. તેના વિષે તર્ક પણ કરી ન શકાય એવી તેમની ખ્યાતી છે. પોતાના સામ્રાજ્ય સત્તાવાદ વિષે તેઓ મોટું અભિમાન ધરાવે છે. સામ્રાજ્યવાદિત્વની કુટિલતાથી તેના પંથીઓની કનડગત થતી જાય છે. જાતિહિતદક્ષ મુસલમાનોની હિંદુવિરોધક કલ્પના હવે વધવાથી હોઇ તેમણે સામ્રાજ્યવાદીઓ સાથે મિત્રાચારી બાંધી છે. એક મુસલમાન કવિ કે જેણે જાતિ હિતના જ કવનો ગાયા, તેનું સરકારે બહુ માન કર્યાથી હવે તો તે વર્ગમાં એશિયાખંડ ઉપરની સત્તા ચલાવવા વિષેની આકાંક્ષા ઉત્પન્ન થતી જાય છે.

શીખોની હાલની લડત એ પણ આવી કુટિલતાનું જ ફળ ગણાય. તેમનામાં પણ જાતિહિતની દૃષ્ટિ ઉત્પન્ન થતી જાય છે. પણ તે સાથે જ તેમનામાં દેશદાઝની જ્વાળા પણ એવી તીવ્રતાથી સળગી રહી છે કે તેને આડે થનારા ભસ્મ થઇ જાય એવી બીક ઉત્પન્ન થઇ

છે. દેશહિતની લાગણીથી ઉભરાતી ભિન્ન ધર્મ જાતિની ઉન્નતિ થવાથી એક–દેશીયતાને કદાપિ નુકશાન પહોચે નહિ

**મહાત્માજીની આગેવાની તથા તેમનો સદેશ—**

મહાત્માજીનો જીવનસદેશ હવે દેશમા સર્વત્ર પ્રસરાઇ ગએલો છે એક પણ એવુ ગામ ન હોય કે જ્યા તેનો ધ્વનિ ન સભળાય ! લોકોએ તેમની આગેવાની સ્વીકારી આજે વિનીતો અધિકાર લાલસાને વળગી પડેલા દેખાય છે ત્યારે બીજી બાજુએ અસહકારીઓ ' એક રાષ્ટ્રીયતા ' ની ભાવનાનો પ્રસાર કરી રહ્યા છે હજારો મુખમાથી ઉદ્બોધક મહામત્રનો જપ જપાઇ રહ્યો છે, એટલે ' એક વર્ષમા સ્વરાજ્ય ' ન મળતા અસહકાર હાર થઇ ગયો–એવા ગમે તે ઉદ્ગારો કોઇ કાઢે તો પણ ' એક–દેશીયતા ' ની લાગણી જાગૃત થએલી હોવાથી સ્વાશ્રયને માર્ગે દેશ-સ્વાતત્ર્ય મેળવવાની આતુર ઉત્કંઠા પણ લોકોમા જાગી ઉઠે એ વિષે શકાને અવસર જ નથી. પહેલી સ્ફુર્તિ બારડોલીનો ઠરાવ જે મહાત્માજીના કારાવાસ પછી થંડી પડી છે એટલે હવે આજસુધીની નફાનુકસાનીનો વિચાર કરીને તથા ગત કાળમા મળેલા અનુભવોનો ફાયદો લઇને હવે પછીના કાર્યની દિશા મુકરર કરી લેવી જોઇએ, અને એટલા માટે જ આપણા વિચારો સ્પષ્ટ હોવા જોઇએ. નહિ તો સાધ્ય અને કાર્યક્રમ એ બન્નેમા વિસંગતતા ઉત્પન્ન થવાનો ભય રહે રાષ્ટ્રીયતા તથા સ્વરાજ્ય એ જ આપણું સાધ્ય છે. તે માટે એક દિલ–એકતાની જરૂર છે કેટલાક ટીકાકાર કહે છે કે એકતા શાબ્દિક છે પણ અદરનો હેતુ તો અગ્રેજોને હાકી કાઢવાનો છે. એક વાર અંગ્રેજો ચાલ્યા ગયા એટલે આ વિવિધ ધર્મોના દેશમા અધિકાર માટે રમખાણો મચાવવા હરકત ન રહે.

**આપણો હેતુ—**

ભિન્ન ધર્મીઓએ આપસમા લડવુ અને જે બળવાન હોય તે ફાવી જવું, પ્રસંગે વિદેશી શત્રુ આવી ચઢે તો તે ઘડી પુરતા સર્વેએ એકત્ર થઇ તેની સામે લડવુ અને તે વીતી જાય પછી ફરી અલગ થ જવું એ જ આપણા ઐક્યની વ્યાખ્યા હોય કે કેમ?—આપણને સર્વ ધર્મના લોકોનો એકત્વની ભાવનાના સમાવેશ કરવો ઘટે કે કેમ?—એ વિચારવા જેવા સવાલ છે.

'સાદી રહેણી અને ઉચ્ચ વિચારશ્રેણી' માટે આપણો દેશ પ્રસિ છે. દુનિયા પરની મનુષ્ય જાતિમા આ દેશના વતનીઓ તત્ત્વજ્ઞા હોવા માટે પ્રખ્યાત છે. શુ તેની કાઇ જ કિમત ન હોય? જો તે હોય તો આપણે આપણાપણુ છોડયા વિના રાષ્ટ્રીયતા કે સ્વતંત્ર મેળવી શકવાના નથી પણ આ ધર્મ, જાતી કે સંસ્કૃતિ–ભિન્ન કયારે નષ્ટ થવાની હતી? આજે દુનિયા પર એવો એકે ધર્મ કે એ સંસ્કૃતિ નથી કે જેના અનુયાયીઓ આ દેશમા વસતા નથી આપ દેશ તો શુ પણ એવો એક જીલ્લો તો બતાવો કે જ્યા ધર્મની ન સમાન જાતી કે સવર્ણતા છે પણ આપણે જો એક જ ધાર્મિ જાતી બનાવવા ઇચ્છતા હોઇએ તો મારી ખાત્રી છે કે તે વાત બન અશક્ય છે. આવા હેતુ ધરાવવા એ આપણી પરંપરાને ન છાજે. તે તો આપણી બુદ્ધિની હીનતાનું પ્રદર્શન થાય.

**જબાબ—**

પણ આપણી રાષ્ટ્રીયતા તેવી નથી જ. હિંદુ–મુસલમાન શબ્દો વ્યાપક અર્થે એટલે તે શિવાયની બીજી પણ સર્વે જાતીઓ

સંબોધન અર્થે વાપરીએ છીએ એવી સર્વ જાતી કે ધર્મોની ધાર્મિકતા જીવતી રાખીને એકત્વભાવના ઉત્પન્ન કરવી એટલે જ રાષ્ટ્રીય ભાવનો વિકાસ થવો—એવો આનો અર્થ છે પણ કેટલાક લોક એમ કહે છે તેમ આ રાષ્ટ્રીયભાવ સધાતો નથી ત્યાં સુધી સ્વરાજ્યની ચળવળ નકામી છે પણ આમ માનવું ભૂલભરેલું છે એકંદર આ કામ કઠણ છે ખરૂં, પણ ચિકિત્સાબુદ્ધિ, યોગ્ય શ્રદ્ધા અને જોરદાર ચળવળથી તેમાં ફાવી શકાય તેમ છે

આપણી સ્વતંત્રતાની માન્યતા શું ? તે મેળવવાના માર્ગ ક્યા ? તે મેળવવા માટે કાળ કેટલો હોવો જોઇએ ? સાધ્ય વસ્તુ બ્રિટિશ રાજ્યમાં હોઇ શકે કે તેથી અલગ હોય ? આપણી લડત પ્રેમની કે દ્વેષની ? વિગેરે અનેક સવાલ ઉત્પન્ન થાય છે કેટલાક હિતદ્વેષીઓ કહે છે કે આપણી સ્વતંત્રતાની કલ્પના જ એવી ઝાંખી છે કે તેની વ્યાખ્યા આપી શકાય તેમ નથી જ.

ઉપરોક્ત સવાલોમાંના કેટલાકના જવાબો પણ આપવાની જરૂર નથી છતાં એવા કેટલાક સવાલો છે કે જેમનું સમાધાન તત્કાળ કરી લેવું જોઇએ. કારણ દેશ-સ્વાતંત્ર્યની તૃષા-તરસ ઘણાઓને લાગેલી છે તેને માટે ગમે તેવા સંકટો ઉઠાવવાની, દુઃખ ભોગવવાની કે ત્યાગ કરવાની પણ તેમની તૈયારી છે પણ ટીકાકાર કહે છે કે આવી તૈયારી થવા છતાં મેળવવાનું શું તે આપણને સમજાતું નથી. આ ટીકામાં સત્યનો થોડોઘણો પણ અંશ તો છે જ.

સ્વરાજ્યની કાયમ થઇ શકે તેવી યોજના આજે ઘડી શકાય તેમ નથી. કારણ તે સ્વયંસિદ્ધ ન હોઇ પરિસ્થિતિઅનુસાર ઘડાવાની છે. સને ૧૯૧૬ ની સાલે મહાસભાએ કરેલી માગણી ૧૯૧૮ ની

સાલમા અધુરી ગણાઇ. તેમજ આજે ઘડેલી યોજના ઇ. સ ૧૯૩ મા પણ અધુરી લેખાશે જ સ્વરાજ્ય એ તો દેશની બૌદ્ધિક અ નૈતિક ઉન્નતિ તથા દુનિયાની તેમ કાળની સ્થિતિ પર આધાર રા નારી વસ્તુ છે એવે વખતે તો આપણે આપણા તત્ત્વો નક્કી કરી ધોરણસર લોકશિક્ષણનુ કાર્ય કરતા રહેવુ જોઇએ સ્વરાજ્યની ઘટ ઘડવાની સત્તા મળી એટલે તે ઘડતા શી વાર હોય?

હાડપિંજર —

રાજકીય કે સામાજીક માનસશાસ્ત્રનો અને દુનિયાના વધતા જ રાજકારણનો અભ્યાસ કરનારા આજકાલ આપણા દેશમા ઘણા થો લોક છે. તેમ જ આપણા પોતાના દેશના માનસશાસ્ત્રના અભ્યા તેથીએ ઓછા છે આપણા વિનીત ભાઇઓ તો બહુમતીનો અધિક માનનારા હોવાથી તેમણે ગ્રેટબ્રિટનના નમુનાની પ્રતિનિધિક સસ્થ ઓનો અગીકાર કર્યો, પણ તે પદ્ધતિ આત્મઘાતી હોવા દુનિઆએ દૂર ફેકી દીધેલી છે દુનિયાએ જેનો તિરસ્કાર કર્યો નિસત્ત્વ હાડપિજરને આપણે માત્ર વળગી રહ્યા છીએ આજ શિક્ષણપદ્ધતિ તરફ જોતા હુ કહુ છુ તેમા રહેલુ સત્ય ધ્યાનમા આવ તત્ત્વની દૃષ્ટિએ તો દુનિયાએ સ્વીકારેલા માર્ગે જ આપણે પ જવાનું રહ્યું. ઇંગ્લડ વિગેરે દેશોમા આપણે ધારતા હોઇએ તેવી ત્વરા રાજકીય ઉન્નતિ નહોતી થઇ એમ કહેવામા આવે છે. આ વ ખરી છે પણ તેમા એક હેતુ રહેલો છે લોકસત્તામાજ સ્વવિકાસ તત્ત્વો હોવાથી તેની મર્યાદા આકવી ભુલભરેલું ગણાય પ દુનીઆએ ઘાતક અને નકામા ગણેલા માર્ગોનો પણ અંગીકાર કર કહેવું મુર્ખાઇ ભરેલુ છે. વળી બીજી વાત એવી છે કે આમ કહેવા

આ અત્યાચારનો રસ્તો દર્શાવે છે. ઈંગ્લડનું અનુકરણ કરવું હોય ા તેની રાજ્યક્રાન્તિ પણ દાબી ન શકાય ! આખી દુનિયા પાસેથી ત્તાધારીઓને ભલે શિખવાનું કાઇ ન હોય આપણને તો ઘણું શિખ- ાનું છે સો વર્ષ સુધી અનુભવ કરી અર્થહીન તરીકે ગણાએલી રીતિ- ોથી અલગ રહીને જ આપણે આપણુ લોકસત્તાક રાષ્ટ્ર બનાવવાનું છે.

**શિક્ષણનો હેતુ —**

યુરોપ તથા અમેરિકાની પણ શિક્ષણપદ્ધતિ કેવી નિરુપયોગી છે ા હું અત્રે દર્શાવવા માગુ છુ. એક આધુનિક લેખક લખે છે-શિક્ષ- ણનો ખરો હેતુ છોકરાઓના મનમા સાર્વજનિક જીવનક્રમની ભાવના ઉત્પન્ન થાય એ જ હોવો જોઇએ એટલે હરકોઇ વિદ્યાર્થીને માટે સહકારના સર્વે સાધનોની અનુકૂળતા કરી આપવી જોઇએ બાળક શાળામા જ સામાજીક જીવનનો તથા સમાજભાવનાનો પાઠ ભણે છે. તેથી વ્યક્તિગત હરિફાઇની તો તેને હવા સરખીએ લાગવા દેવી જોઇએ નહિ મનુષ્યની ખરી પાત્રતા સાર્વજનિક કાર્યકુશળતામા જ હોય છે એ વાત છોકરાઓના મન પર ઠસાવવી જોઇએ

જાણ્યે અજાણ્યે ગમે તેમ હોય, પણ દરેક દેશમા આ તત્વનો ઉપયોગ થતો જાય છે શિક્ષણની ઉન્નતિની નજરે અમેરિકા હિંદુસ્થાન કરતા ૭૫ વર્ષથી આગળ વધે છે એવો મારો અનુભવ છે બીજા એક પ્રસિદ્ધ ગ્રંથ લેખકે લખ્યા મુજબ કેળવણીનો હેતુ સ્વતંત્ર વિચાર- શક્તિ ઉત્પન્ન કરવાનો છે. બીજાના વિચાર સાંભળી તેનુ અનુ- કરણ કરવુ એ શિક્ષણનો હેતુ હોય જ નહિ. ત્યારે આ વાત જાણ્યા પછી પણ બીજા લોકોની ભુલોનું અનુકરણ કરવામા શક્તિનો નકામો વ્યય કરવો એનો અર્થ શુ ?

હવે બીજો એક દાખલો જુઓ. આધુનિક શોધ એવી છે કે એક જ વ્યક્તિના ફાયદા માટે મોટી જમીનો પર એક જણની માલકી હોય તે સમાજને નુકશાનકારી છે, જેથી આપણા જમીનદારો પાસેથી ફાલતુ કે વધારાની જમીનો કઢાવી લઇ તે ખેડુતોને વહેંચી આપવી જોઇએ પણ સરકાર શુ કરે છે તે જુઓ ! તે તો જમીનદારી વધારવા પાછળ જ પડી છે. પહેલેથી વંશપરંપરા ચાલતી આવેલી જમીનદારી વિષે હું નથી બોલતો, પણ જ્યારે આવી પદ્ધતિ સમાજ-હિતને નુકશાન કરનારી છે ત્યારે આજે પણ હજારો એકર જમીન એક જ ધનવાન માણસને આપી દેવામા આવે એનો અર્થ શુ ? અર્થ એજ કે જમીન મહેસુલના રૂપમા વધુ પૈસા મેળવી સત્તાધારી-ઓને વધુ પગાર આપી શકાય પણ આમ કરવામા લોકસત્તાને કેવુ નુકશાન પહોચે છે તેનો તો તેઓ વિચાર સરખોએ નથી કરતા. 'આજે તો મોજ મારી લો, કાલની વાત કાલ પર' એવી તેમની દાનત છે ! તેમ જ આપણા માર્ગમા કાટા પાથરવા તેમના કાવત્રા પણ ચાલુ છે રાજ્યકર્તાઓને તેમની ન્યાયશાસ્ત્રની પદ્ધતિ વિષે ઘણું અભિમાન છે પણ સમાજહિતની દૃષ્ટિએ તો તે દુષ્ટ જ છે. છતા તે ભવિષ્યનો સવાલ છે. મારે અત્રે જણાવવાનું એ છે કે આ સર્વે બીના ધ્યાનમા લેતા સ્વરાજ્યની યોજના ઘડવાની ઉપાધિમા ન પડતા આપણા તત્ત્વો મુજબ લોકોને ગળે ઉતરે તે ભાગ્યશાળી મંગલ સમય આવી પહોચે ત્યારે યોજના ઘડી કાઢવાનુ કામ સહેજે થઇ શકશે.

**આપણું ધ્યેય.—**

સ્વરાજ્યની ઘટનાનો આપણા ધ્યેય પર આધાર છે, જેથી ધ્યેય તો પ્રથમથી જ નક્કી કરી દેવું જોઇએ. આજકાલ યુરોપમા લોક-

સત્તાનો દુરુપયોગ થતો દેખાય છે ત્યા અનેક વર્ગોની માહોમાહે લડતો ચાલુ છે આ તો બનવાનુ જ હતુ, કારણ તેમના તત્વજ્ઞાનનું પરિણામ આવુ જ હોઇ શકે આખી દુનિયાના વેપારી મથકો સર કરી ત્યા તેઓ પોતાના ભૌતિકશાસ્ત્રનો પગપેસારો કરાવવા માગે છે. એટલુ જ નહીં પણ તેમના કરતા એ ઉચ્ચ સંસ્કૃતિવાળા પરમ પ્રાચીન લોકોને તેઓ પોતાની સત્તા નીચે દાબી રાખવા મથી રહ્યા છે, અને આટલુ બધુ કર્યા છતા પણ યુરોપના લોક સુખી નથી જ અંગ્રેજોના ગુણ, તેમનો સ્વભાવ, તેમનુ સાહિત્ય અને કેટલેક અંશે તેમની સમાજ રીતિ પ્રશંસાને પાત્ર છે ખરી પણ તેથી તેમના રાજકીય તત્ત્વો કે રાજ્યનીતિ તેવી જ હોય એમ સિદ્ધ થતુ નથી. આજે તેઓ જાણે કે જ્વાળામુખી પર્વત પર બેઠા છે આખી દુનીઆ હોમાય એવી ક્રાન્તિ પાચ પચીસ વર્ષમા પણ ફાટી નિકળશે જ, અને જો તેઓ પોતાનું રાજકીય ધોરણ ન બદલે તો તેઓ પણ તેમા હોમાયા વિના રહેશે નહીં

બોલ્શેવીઝમ અપુર્ણાવસ્થામા હોવાથી હજી અસ્થિર છે. છતા તેણે યુરોપના મુડીવાળાઓને ખુબ ઢીલા કર્યા છે. એટલે ધન-સત્તાવાળા દેશ પર તેના માઠા પરિણામ થયા વિના રહ્યા નથી યુરોપની આ સ્થિતીમા શાતી નભી શકે કે રૂશીયન ક્રાન્તિની બીજી આવૃત્તિ ત્યા ફાટી નિકળે તે આજે કહેવાય તેમ નથી આવી સ્થિતીમા બ્રિટિશોની પ્રતિનિધિક સંસ્થાઓ તથા તેમની પતિદ્ધનુ અનુકરણ કરવુ ભયકારી છે છતા આપણે તેમ કરી રહ્યા છીએ. હિંદમા આજે કોઇ બોલ્શેવીઝમનો વિચાર કરતો હોય એમ મારા સાભળવામા નથી. પણ આજે આપણે માથે જે ધનસત્તાવાળી સામ્રાજ્ય સત્તા મુકવામા

આવી છે તેનો અનુવાદ બોલ્શેવીઝમમા જ થવાનો છે આવી સ્થિતિ ન આવે તે માટે આપણે કાઇક પ્રયાસ કરવા જોઇએ. પણ આપણો ઇલાજ નથી કારણ આપણી સામે આજે બે વાતો મુકવામા આવે છે. એક તો બ્રિટિશ નોકરશાહીની બિનજવાબદાર સુલતાની, બીજુ ૧૯૧૯ ની સાલના સુધારા મુજબ સ્થપાએલી ધનસત્તાવાળી કૌન્સિલોના અધિકાર' પણ આપણને તે બેમાથી એકે જોઇતી નથી અમને તો અમારી પોતાની સંસ્થાઓ સ્થાપીને અમારી રાજ્યનીતિ શરૂ કરવી છે ભલે તેમ કરતા ભુલ ખાઇએ, પણ તે ભુલોના પરિણામ આજની સ્થિતિ કરતા કાઇ વધારે માઠા આવે એમ નથી જ

સર્વે લોકોનો જ્યા સમાનતાની પાયરીએ સમાવેશ થાય ત્યા જ આપણું સ્વરાજ્ય હોઈ શકે ધનિક, ગરીબ, જમીનદાર, રૈયત, અમલદાર કે પ્રજા, એવા ભેદ હોય જ નહીં એટલે અત્રે ધન કે ગરીબી હોય જ નહીં એવો અર્થ નથી. એ તો સમાજના બે અંગ છે, અને તે સ્વરાજ્યમા પણ રહે જ, માત્ર તેઓ એક બીજા પર ખોટી અસર ન કરી શકે એટલુ જ આ તો છુટાછવાયા વિચારો છે છતા તેથીએ આપણા ભવિષ્યના સ્વરાજ્યની કલ્પના થઇ શકે તેમ છે પરંતુ આપણી રાજ્યનીતિ વિલાયતમાના પારકા લોકોની મુનસુફી મુજબ આંકવામા આવે અને આપણે તે માન્ય કરવી જ જોઇએ-માન્ય જ નહીં પણ તેના ગુણાનુવાદ ગાવા જોઇએ-એમ ઉપરથી કહેવામા આવે છે. પણ જેઓ પોતાના દેશમાની ગરીબ તથા રઝળતી પ્રજાનીએ વ્યવસ્થા ન કરી શકે તેવા ભૌતિકશાસ્ત્રીને ભોગરૂપ થઇ પડેલા-પણ ઇશ્વરી શક્તિ આપણી પાસે જ છે-એમ માનનારા નાલાયક લોકોની

મુર્ખાઇભરી કલ્પનાનો તિરસ્કાર આપણી સરકાર કરી રહી છે. આપણે આપણું રાજ્ય ચલાવતા થઇએ એવી જો અંગ્રેજોની પ્રમાણિક ઇચ્છા હોય તો તેમનો આ દેશ સાથેનો સબંધ ટકી રહે એટલા પુરતીએ કાળજી રાખીને બાકીની સંઘટના કે યોજના કરવાની સ્વતંત્રતા તેમણે અમને આપી દેવી જોઇએ. ઓછામા ઓછુ આટલુ તો તેમણે કરવુ જ જોઇએ. પણ તેઓ તેમ તો ક્યાથી કરે !

× ×

## નૈવેદ્ય

એટલે કે કવિવર રવિન્દ્રનાથ ટાગોરની નિત્ય પાઠપોથી. એમની ભાવનાઓ કેવી ગભીર, વિશાળ અને ગગનગામી છે એ નૈવેદ વાચવાથી જણાઇ આવશે પ્રાત કાળમા કરવી જોઇતી પ્રાર્થનાઓનો સુન્દર સંગ્રહ છે. તે પ્રાર્થનાઓ વાચતા પરમાત્મામા તલ્લીન થઇ જવાય છે અને આ નશ્વર દેહનુ પણ ભાન ભુલી જવાય છે જેમા એક સો નિત્ય પાઠોનો સમાવેશ કીધો છે

દરેક ગુજરાતીના ઘરમા જરૂર આ પુસ્તકની પ્રત હોવીજ જોઇએ એવુ જાહેર પત્રકારો ખાસ ભાર દઇને જણાવે છે

પૂજાની કિમતપર બંધાયલી આ અજબની ચોપડી છે કીં ૦–૧૨–૦

ગ્રન્થમાળાના ગ્રાહકને નૈવેદ લેનારને **મહાત્મા ગાંધીજીને પુષ્પાંજલી**—ભેટ કે જે પુસ્તક મહાત્મા ગાંધીજીના છુટકારના પુન્ય નિમિત્ત પુષ્પાંજલી રૂપે અર્પણ કરવામા આવી છે બ્લૅંક વર્સીસ કાવ્યોનો અખૂટ ઝરો સીતેર પાનામા ધોધમધ વહ્યો જાય છે અને કાવ્યની અમર હૃદયપર સચોટ થાય છે. કીં ૦–૮–૦

# શ્રીયુત અરવિન્દ ઘોષનાં અમુલ્ય પુસ્તકો

**પુર્ણયોગઃ—પ્રથમ ખડ કર્મયોગ**—શ્રી અરવિન્દ ઘોષની યોગ પ્રણાલીનુ અદભૂત અને કેવળ નવીન વિચારોથી ભરપૂર ગ્રન્થ આર્યાવર્તની સસ્કૃતિમા અધ્યાત્મિકતા પ્રધાન છે તેના પાયાપર સમાજ, રાજ્ય, કુટુબ, વ્યાપાર, પ્રજાકીય જીવન વીગેરે સઘળું રચાયુ છે. પૂર્ણયોગમા આખા જીવનનો સ્વીકાર કરી જીવનનું રૂપાંતર કરી નાખવામા આવે છે. આ ગ્રન્થમા કાંઈક નવું જ જોશો. પાકું બાઇન્ડીંગ રોયલ આઠ પેજી પ્રૃષ્ઠ ૨૬૫ કી રૂ ૩–૪–૦

**પુર્ણયોગ—દ્વિતિયખડ જ્ઞાનયોગ**—જેમા જ્ઞાન યોગનો અભ્યાસ વર્ણવામા આવ્યો છે. તેનો પ્રાચીન, પ્રચલીત જ્ઞાન માર્ગ સાથે સબધ, જ્ઞાનયોગનો ઉપદેશ, જ્ઞાનાવસ્થા તથા જ્ઞેયનુ સ્વરૂપ જ્ઞાનયોગના કારણો, તેની પદ્ધતિ તથા તે દ્વારા મળતી મુક્તિ, જ્ઞાનયોગમા પ્રાપ્ત થતી પૂર્ણતા વિગેરે વિષયોથી ભરપૂર ગ્રન્થ અત્યારે મનુષ્ય જાતીને જે જોઇએ છીએ તે અનુભવ સિદ્ધ જ્ઞાન આ પુસ્તકમાથી મળે તેમ છે કી રૂ ૩–૮–૦

**શ્રી. અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન**—હિન્દની પરતત્રતાનાં આ દિવસોમા સ્વાતંત્ર્યના યુદ્ધો આરભી મોખરે ઝઝુમી જાતને હોમવા તૈયાર એવા શ્રી અરવિન્દ ઘોષની જીવન શીલસુરી વ્યક્તીગત વિકાસને માટે કે જાહેર જીવન માટે જેના વિના ન ચાલી શકાય તેવી એક અતી આવશ્યક ચીજ છે. રૂ. ૨–૦–૦ પોષ્ટે જ અલગ.

શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાના ગ્રાહકને રૂપીએ બે આના કમીશન મળશે.

## ગ્રન્થમાળાના ગ્રાહકને નીચેનાં પુસ્તકો પર પચીસ ટકા કમીશન મળશે.

૧ રમાસુંદરી.—હીંદુ સંસારમાં અજ્ઞાનતાની ભયંકર સાંકળમાં જકડાયલી સ્ત્રીઓ કેવા ભયંકર પરિણામ લાવે છે અને તેવી સ્ત્રીઓના આજ્ઞાકારક પતિઓ પોતાના જીવનને કેવું અધમ દશામાં લાવી મુકે છે તેનો ચિતાર આ ચોપડીમાં ઠીક ઠીક રજુ કરવામાં આવેલો છે આવા યુગલોને પોતાના જીવન વ્યવસાયને ઉન્નત સ્થિતિ પર લાવવા માટે આ ચોપડી વાચવી અત્યુત્તમ છે પાકું સોનેરી બાઇન્ડીંગ પૃષ્ઠ ૩૦૦ કીંમત રૂ ૨-૮-૦

૨ રાજા રામકૃષ્ણ—સચિત્ર ઐતિહાસિક ધાર્મિક નવલકથા જેમાં નવાબ મિરજાફરના સમયનો હૃદયભેદક ઇતિહાસ છે પૃષ્ઠ ૪૦૦ કીંમત ૩-૪-૦

૩ કરૂણાકુમારી—એ અતીત ભારતના યશોગાનનું ચિત્ર છે આ પુસ્તકમાં ગુપ્તવંશની પડતીનો ઇતિહાસ વર્ણવ્યો છે અને તે નવલકથાની ઢબે આખી વાર્તા એક ઉચ્ચ શ્રેણીની ટ્રેજેડી રૂપ બની ગઇ છે. વાર્તા ઐતિહાસિક હોવાથી સ્થળે સ્થળે હિંદી પ્રાચીન જાહોજલાલી ઝળકી રહે છે અને આખી વાર્તા વાંચ્યા બાદ મન કંઇ અલૌકીક કરૂણા સુરે રડી ઉઠે છે. ને મનમાથી એક આર્તનાદ ઉઠે છે કે "હાય ક્યા એ ભારતનું ગૌરવ! ક્યા એ દેવ સ્થાને મૂકવા યોગ્ય સ્કન્ધગુપ્ત! ! ક્યા એ પાટલીપુત્ર કે જેનો વિજયધ્વજ અફ્ગાનિસ્થાનના ઘાટો પર પૂર બહાર ઉડતો હતો વિગેરે અદ્ભુત બનાવોથી ભરપૂર પુસ્તક છે. પૃષ્ઠ ૪૭૫ માત્ર જુજ નકલો બાકી છે. કીમત રૂ. ૩-૮-૦

૪ સિરાજદ્દૌલા—બંગાળાના પ્રખ્યાત નવાબ સિરાજદ્દૌલાનું જીવનચરિત્ર જેમા કલકત્તાની કાળી કોટડીના બનાવને અંગ્રેજોએ કલ્પનામય કેમ બનાવ્યો તથા તે સમયના અંગ્રેજોની અધમતાનું ભયંકર ચિત્ર જોવુ હોય તો જરૂર વાચો. પૃષ્ઠ ૪૮૦ કી. રૂ. ૩–૮–૦

૫ વઝીરનંદિની ગુલબેગમ—એક રહસ્યમય ઐતિહાસિક નવલકથા, જેમા નિર્બળ જાતિને કેવળ રાજ્યાનતિ ખાતર કેવી રીતે પરાધિન બનાવવામા આવે છે તથા એ પરાધિન જાતિ પોતાનું સર્વસ્વ ગુમાવ્યા છતા સ્વતંત્રતાનુ રક્ષણ કરવા ખાતર કેટલી હદ સુધી આત્મભોગ આપે છે તે હિન્દની પ્રજાને આદર્શરૂપ જણાશે. વઝીરનંદિની ગુલબેગમનો કરૂણામય ઇતિહાસ વાચકોને જરૂર અશ્રુપાત કરાવ્યા સિવાય રહેશે નહિ. પૃષ્ઠ ૩૭૦ કી ૨–૮–૦

૬ મીર કાસિમ—બંગાળાના છેલ્લા નવાબની કરૂણ કથા કેવળ ઐતિહાસિક ઢબે આલેખવામા આવી છે અંગ્રેજ કંપનીએ સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ કીધા પછી શુ કીધુ તે જાણ્યા વિના હિન્દ પુત્રને ચાલશે જ નહિ. જરૂર વાચો પાકુ બાઇન્ડીંગ પૃષ્ઠ ૩૦૦ કીંમત રૂ. ૨–૦–૦

૭ ૧૮૫૭ નો બળવો—એ પ્રસંગનો આબેહુબ ચિતાર રૂવાડા ખડા કરે તેવો અહેવાલ છે, સિપાહીઓને હથીયાર શા માટે ઉંચકવા પડયા તે જાણવુ હોય તો, આજને આજે જ મંગાવો. ભવિષ્યમા મળવો મુશ્કેલ છે. પાકુ બાઇન્ડીંગ પૃષ્ઠ ૬૨૫ કીં રૂ. ૪–૦–૦

૮ ૧૮૫૭ નો બળવો ભાગ ૨—ભારતના હોલાતા દીપકનાં છેલ્લા ચમકારાનો પરિપૂર્ણ વિકાશનો આ ગ્રંથમા સમાવેશ કીધો છે પૃષ્ઠ ૬૫૦ કીં. રૂ. ૪–૦–૦

૯ ગૌરાંગપ્રભુ—બંગાળ એ મહાપુરૂષને પ્રભુનો અવતાર માને છે વળી બગાળ અને ગુજરાત એની ધર્મ ભાવનામા અનેક સુંદર તત્ત્વો જુવે છે. એટલે ભાવિક અને ધર્મ પ્રાણ ગુજરાતને એમાથી અનેક સુદર તત્વો મળશે. પુસ્તક એટલુ બધુ ચમત્કારી બનાવોથી ભરપૂર છે કે હાથમા લીધા પછી પુરૂં કર્યા શિવાય મુકી દેવાનું મન થતું નથી પૃષ્ઠ ૨૬૦ કીં માત્ર બાર આના.

૧૦ ગૃહવૈદ્યઃ—એટલે કે ડોસીઓનુ વૈદુ જુદા જુદા રોગો પરના ૪૦૦ દવાઓના નુસ્કાઓ આપ્યા છે જે દવાઓ માત્ર જુજ કીમતે ગાધીને ત્યાથી મળે છે જ્યારે ગુણુમા ઘણીજ અકસીર છે દેશી દવાઓ મહાન ભય કર દર્દોપર કેટલી અસર કરે છે એ હવે અજાણ્યુ રહ્યુ નથી. જ્યા ડોક્ટરો કે વૈદોની સગવડતા હોતી નથી ત્યા આ પુસ્તક દરેક ઘરમા વસાવી રાખવા ખાસ ભલામણ કરીએ છીએ પૃષ્ઠ ૧૬૦ કીં. માત્ર આઠ આના વી પી ખર્ચ પાચ આના વધુ વી. પી ખર્ચથી બચવું હોય તો નવ આનાની ટીકીટ મોકલો.

૧૧ નારાયણી—આ નવલકથા બળવાના વખતની રોમાચક અને વિરરસભરી કથા છે દરેક પત્રકારો વાચવાની ખાસ ભલામણ કરે છે પૃષ્ઠ ૩૦૦ કીં રૂ ૨–૦–૦

# સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા માટે કેટલાક અભિપ્રાયો.

૧ કર્મભુમિઃ—( મુંબાઇ ) જે સમયે આપણો દેશ સ્વતંત્રતાના યજ્ઞમા કુરબાની કરવા તત્પર થઇ રહ્યો છે તેવે સમયે બીજા દેશોએ, બીજી પ્રજાઓએ કેવી રીતે પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી વગેરે જાણવાથી આપણા જીવનમા અનેરો ઉત્સાહ—વિરલ ચેતન આવે એ દેખીતું છે. આવી જાતના સાહિત્યમા એકનો વધારો કરતું આ પુસ્તક આવકારદાયક ગણાવુ જ જોઇએ. પુસ્તકની બાંધણી છપાઇ અને કાગળ સુંદર અને આકર્ષક છે અને લેખકની ભાષામા પણ વિષયને અનુસરતુ જોમ છે આવા વાર્તાના પુસ્તકો હંમેશા અભિનંદનિયજ છે

૨ હિન્દુસ્થાન —( મુંબાઇ )—સ્વતંત્રતા માટે લડતા હીંદને આ અવસરે સ્વતંત્રતાની ભાવનાને પોષે એવા સાહિત્યની જરૂર છે. પ્રસ્તુત પુસ્તક આવી ભાવનાથી ભરપૂર છે. વીષયચર્ચા, વસ્તુ સંકલના અને રસ સામગ્રી સુંદર રીતે ગોઠવ્યાથી વાચનારને પુસ્તક વાચતા જરાએ કંટાળો આવતો નથી કેટલાક પ્રસંગો વાચતા તો દીલમા વીર રસ ઉછળી રહે છે ખાસ કરીને શપથ સ્વીકાર અને સ્વદેશ પ્રેમીઓનું સંમેલન આ બે પ્રકરણો ઘણા જ સુંદર લખાયા છે. વીલીયમ ટેલ સ્વીસ પ્રજાને મન સ્વતંત્રતાનો પીતા થઈ પડયો છે. અને તેની પુજા આજે પણ તેઓ કરે છે. એ વીરપુજાનો ધર્મ દરેક પ્રજાને અનુકરણીય છે.

૩ યુગધર્મ ( અમદાવાદ ).—સ્વીટ્ઝરલેન્ડ દેશે સ્વતંત્રતા માટે કેવી બહાદુરી કરી અને કેટલો ભોગ આપ્યો તેનો ઇતિહાસ જેટલો

રસિક છે તેટલો બોધપ્રદ પણ છે. પુસ્તકને છેડે આ અદ્દભુત પ્રજા-
સત્તાક રાજ્યના વખતો વખત બદલાતા જતા રાજકીય બધારણો આપી
પુસ્તકને વધારે ઉપયોગી કર્યું છે

બર્મા વર્તમાન—(રગુન) શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું
આ પ્રથમ પુસ્તક છે. આ પુસ્તકને પાને પાને સ્વીટઝ સ્વતત્રતાના
રણયજ્ઞની વેદીપર આત્મસમર્પણ કરનારા વીરનરોના પ્રશસ્ત અને
હિન્દીઓએ અનુકરણ કરવા યોગ્ય અને હૃદયદ્રાવક કર્તવ્યો આલે-
ખાયલા છે સ્વીટ્ઝરલેન્ડની ખેડુત પ્રજા પર ઓસ્ટ્રીયનોએ ચલાવેલા
અમાનુષી અત્યાચાર × × × × × વિગેરે સર્વ ઘટનાઓ એવી તો
આકર્ષક છે કે પુસ્તક હાથમા લીધા પછી પુરૂ કર્યા વિના મુકવુ
ગમે એવુ નથી. આવા ગ્રન્થો આપણને સ્વતત્રતાને માટે તલસતા
તેત્રીસ કરોડ આત્માઓમાથી એક કરોડ ગુર્જર ભાષા બોલનારાઓને
અતિ આવકારદાયક અને લાભદાયી છે.

ગુણસુદરી (મુબાઇ)—ઓસ્ટ્રીઆના જુલ્મી શહેનશાહોએ
લોભવૃત્તિથી દોરાઇ સ્વીટ્ઝરલેન્ડને કબજે કરવાને કેવા કેવા અન્યાયી
યત્નો કર્યા અને સ્વીટ્ઝરલેન્ડે કેટકેટલા આત્મભોગે પોતાની પ્રિય
સ્વતત્રતા પ્રાપ્ત કરી એ વાત જગવિખ્યાત છે. આ પ્રકારના પુસ્તકો
હિન્દના આધુનિક ઉત્ક્રાતિ યુગમા રૂચિકર અને પ્રેરણા પાનાર થઇ પડે
એ નિસશય છે આમા ઐતિહાસિક બનાવો અને વીગતો નવલ-
કથાકારની કળા અને છટાથી જણાવેલા હોવાથી વાચક હોશે હોશે
આ ગ્રંન્થ વાચશે છપાઇ કાગળ વગેરે સુંદર છે અને લખાણ શુદ્ધ
છે ગ્રન્થમાળા એ જેવા પુસ્તકથી પ્રારભ કર્યો છે એવા બ્હાર
પાડયા કરશે તો જરૂર સગીન સેવા બજાવશે ને લોકપ્રિય થશે.

# સ્વાતંત્ર્ય સાહિત્યનો ખજાનો

**જગતનો મહાન પુરૂષ**—મહાત્મા ગાંધીજી સંબંધે દુનિયામા જે જે અભિપ્રાયો દર્શાવવામા આવ્યા છે તેને એકઠા કરી પ્રજા સમક્ષ મુકયા છે તેમા જોન હેન્સહોલ્મ્સ, ડબલ્યુ, ડબલ્યુ પીયર્સન, પરસીવલ લેન્ડન, કર્નલ વેજવુડ, ડોક્ટર ટાગોર, ક્લેન્ચી વોરટન, ગ્લાસ્ગો હેરલ્ડ, ધિ ડેઇલી મેઈલ, ધિ નેશન એન્ડ એથીનીયન વિગેરેના અભિપ્રાયો ગાંધીજીની અસર કેટલી જગદ્‌વિખ્યાત છે તે બતાવી આપે છે કી રૂ ૧–૦–૦

**આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા**—રાષ્ટ્ર જાગૃતિ વખતે પ્રજા પોતાનો જુનો ઇતિહાસ યાદ કરે છે અને પ્રેરણા શોધે છે ઇતિહાસના અભ્યાસીઓનો અભ્યાસ આ પુસ્તક વાચ્યા વિના જરૂર અધુરો રહી જાય તેવુ અપૂર્વ પુસ્તક આર્ય વિદ્યા વ્યાખ્યાન માળા છે પાકુ પુઠું. રૂ ૨–૮–૦ હાફબાઉન્ડ કી. રૂ. ૨–૦–૦

**રાજમુકુટ**—ધુમકેતુની કલમથી લખાયેલા પુસ્તકને માટે શું કહેવું હોય? કાઠિયાવાડી રાજદરબારોમા કારભારીઓના કાવાદાવા જાણવા હોયતો વાચી લ્યો આ એકજ પુસ્તક ૦–૧૨–૦

**મુક્તધારા**—કવિ સમ્રાટ રવિન્દ્રનાથ ઠાકુરના છેલ્લા નાટકનો સરસ ગુજરાતિ અનુવાદ આમા અસહકાર અને રાષ્ટ્રીય હીલચાલપર કવિએ બતાવેલા વિચારો જાણવા જેવા છે. ૦–૬–૦

**કુસુમવાડીનો માલી**—એ પણ ડૉ. ટાગોરનું ગાર્ડનરનું સુંદર અનુવાદ છે પુસ્તકની વાસ્તવિક યોગ્યતા માટે વધુ લખવાની જરૂર નથી. ૦-૧૨-૦

**મદીરા પ્રતાપ**—એ મરાઠી નાટક એકચ પ્યાલાનું સુંદર ભાષાંતર શ્રી. વામન સીતારામ મુકાદમે કીધું છે. દારૂની બદી એ સંસ્કારી વિદ્વાનને પણ કેવો પશુ જેવો બનાવે છે. તેમજ ધંધામાં, ઘરબાર, સગાવ્હાલામા અને ઇજ્જત આબરૂમા કેટલો પાયમાલ થાય છે તેનો રૂવાડા ખડા કરે તેવો ચિતાર આપ્યો છે. સાથે સાથે દારૂ નિષેધની ચળવળ, રેંટીઆની પ્રવૃત્તિ ખેડુતોની દુર્દશા, પોલીસ અને અમલદારોના કરતુકો આપ્યા છે. કાચુ પુઠું કી. રૂ ૧-૦-૦ પાકુ પુઠું ૧-૮-૦

**મારો જેલનો અનુભવ**—મહાત્માજીએ પોતાના કારાવાસ વખતનો અહેવાલ આપ્યો છે. જેલોની હાડમારીઓ અને વેઠવા પડતા સંકટોનો ખ્યાલ જરૂર વાચો. ૦-૫-૦

**સત્યાગ્રહ**—શુદ્ધ અને સંસ્કારી જીવન કેમ ગાળવુ તે જાણવું હોય તો જરૂર વાચો મહાત્માજીના સત્યાગ્રહ વિષેના ઉપયોગી લેખોનો સંગ્રહ. ૦-૬-૦

**અલીબીરાદરનો ( કરાંચીનો ) મુકરદમો**—અલિબીરાદરો વિગેરે સાત મહાન નેતાઓનો સાચો અને સંપૂર્ણ વિગતવાર આરોપ વિગેરેના સ્ટેટમેન્ટ સાથેનો અહેવાલ જરૂર મગાવો કી. રૂ. ૧-૦-૦

**મહાત્માજીને પુષ્પાંજલી**—ગાંધીજીના છુટકારા અને ઉપવાસના પુન્ય નિમિત્તે તેમને પુષ્પાજલી અર્પણ કરવામા આવી છે તેની લીટીએ લીટીએ માતૃભુમિની દીનદશા માટેનું દર્દ, સ્વદેશાભિમાનનો જુસ્સો અને બોધ તરી આવે છે કાવ્યની વાણી વાચતાજ હૃદયપર સચોટ અસર કરે છે કી ૦-૮-૦

**સીતા વનવાસ**—રઘુકુળમણી રામચદ્રના આદર્શ પત્નિ સીતાજીની કઠીન તપશ્ચર્યાની પુણ્ય કથા દુઃખમા સુખ અનુભવવાની સહેલી ચાવી ૦-૮-૦

**આપણા દેશનો ઇતિહાસ ભા. ૧-૨**—આપણી દૃષ્ટિબિન્દુથી લખાયલો ભણેલા કે ભણી ઉઠેલા સર્વેને એ અચુક વાચવા યોગ હિન્દનો ઇતિહાસ ૦-૫-૦ અને ૦-૬-૦

**શાન્તિનો માર્ગ**—કલીકાળના અધકારમા સાચી શાન્તિ બતાવવા દિપકની ગરજ સારે છે. આ પુસ્તકની ત્રીજી આવૃતિ છે તેજ તેની ઉપયોગીતા બતાવે છે લગભગ ૨૦૦ પૃષ્ઠના પુસ્તકની કી. માત્ર આઠ આના.

**મહાત્મા ગાંધિજી**—તેમના જીવનની બધી વિગતો આપતું ટુંકુ અને બોધદાયક જીવન ચરિત્ર ભારતવાસી દરેકને વાચવા લાયક છે. ૦-૬-૦

**વિરાંગનાં**—એક સ્ત્રી દેશના હીત માટે કેટલું સાહસ ખેડે છે એ વિષયની અદ્દભુત વિર રસથી ઉભરાતી છત્રપતી શીવાજીના સમયના વાયનખવાળા પ્રસંગનીજ આ કથા છે. ૦-૬-૦

# મહાત્મા શેખ સા'દી

ઇરાનના મહાન્ ફિલસુફ કવિ અને મુસાફર શેખ સા'દીની જીંદગીનો જાણવાજોગ રસભર્યો અહેવાલ, તેમના મુબારક ફોટાઓ સાથેનું ગુજરાતી ભાષામાં સુંદર પુસ્તક, કે જેમાં ગુલીસ્તાન અને બોસ્તાનની લગભગ—૭૦ ટુંકી દિલચસ્પ વાર્તાઓ, ગઝલો, રૂબાઇઓ, તથા સાહિત્યની ચર્ચાનો એક ખજાનો છે વળી તેમાં બાદશાહ શાહજહાનના ગુલીસ્તાન ઉપરના હાથ અક્ષરનો ફોટો પણ આપવામાં આવ્યો છે.

આ પુસ્તકની ભુમિકા ફારસી ભાષાના જાણીતા અભ્યાસી શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—તે મુંબાઈના સ્મોલ કૅાઝ કોર્ટના વડા જજ સાહેબે લખી છે

સુંદર પુસ્તક, પાકું બાઇન્ડીંગ ગ્લેઝ કાગળો. સફાઇદાર છપાઇ અને ચિત્રો કી. રૂ ૨—૦—૦. પોસ્ટેજ અલગ.



# શું તમારે ઘેર બેઠાં હારમોનિયમ વગાડતાં શીખવું છે ?

તો નીચેના બે પુસ્તકો આજેજ મંગાવી લ્યો.

**૧ ભારત સંગીત બારાખડી**—જેમા શરૂઆતથી હારમોની-યમપર કઇ સા–રી–ગ–મ ની પ્રેકટીસ કરવી તે અનુક્રમે કઇ કઇ સા–રી–ગ–મ શીખવી જોઇએ તેની સંપૂર્ણ રાગ રાગણીઓવાળી સા–રી–ગ–મ આપી છે પદ્દતિસર પ્રેકટીસ કરવાથી કોઇપણ ગાયન તમો તમારી જાતે વગર માસ્તરે ઘેર બેઠા હારમોનિયમમા ઉતારી શકો છો કી. ૦–૮–૦ વી. પી ખર્ચ પાચ આના વધુ

**૨ ભારત મ્યુઝીક ગાઇડ**—જેમા લોકપ્રિય થયેલા નાટકોના અતિ રસિક અને પ્રિય થઇ પડેલા ગાયનોની સરળ સમજણવાળી શુદ્ધ નોટેશન આપી છે લગભગ બધા જ નાટકોના ચુંટી કહાડેલાં ગાયનો આવી જાય છે પૃષ્ઠ ૧૯૨ ગ્લેઝ કાગળો, પાકુ પુઠું કીં. રૂ. ૧–૮–૦ વી. પી ખર્ચ પાચ આના વધુ.

બને સાથે મંગાવનારને વી પી ખર્ચ માફ.

વર્ધમાન એન્ડ સન્સ.
પાયધુની, મુંબાઇ નં. ૩.



# કોણ કહે છે કે સુર્યોદય થવામાં ઉષા અને અરૂણની અગત્ય નથી?

ઉષા અને અરૂણ જેવી સમાન અને દેશના દુઃખની લાગણીથી ભીના હૃદયવાળી વ્યક્તિઓ ઉદ્દભવશે ત્યારે જ ભારતનો ઉદય થશે. એ ઉદયના સુત્રો, એ ભાવવાહી ચરિત્રો, એ દેશ ફાઝના ઉંડા રહસ્યો, એ સમાજ સેવાની ઉંડી ઝીણવટો, એ અસહકારના ગૂઢ રહસ્યો જાણવાનુ શીખવા અને કર્તવ્યમા ઉતારવા માગતા હો તો આ

**"ઉષા અને અરૂણ આવશે ત્યારે સુર્યોદય થશે"** સચિત્ર નોવેલ વાચો સાહિત્ય રસિક પ્રત્યેક ગુજરાતીએ આ નોવેલ વાચવીજ જોઇએ કારણુ કે આજ કાલ ગુજરાતીમા જે ઢગલાબંધ નવલકથાઓનો કચરો પેદા થયો છે તે કરતા આ જુદીજ કોટીની છે ચાલુ પ્રવર્તિઓ ઉપર સઘળુ જોર અજમાવી લેખકે વાચવાને ગમે તેવી નવલકથા રજુ કરી છે અને ઘણા સુદર તત્ત્વો આવેશમય ઉતાવળી ઇમારતમા ગોઠવેલા છે મોડર્ન રીવ્યુ, રંગુન સમાચાર, સાહિત્ય અને હિન્દુસ્થાન આદિ ઘણાં પેપરોએ મુકતકંઠે વખાણ કીધા છે ત્રીરંગી ચિત્રો, પાકુ બાઇન્ડીગ, રોયલ ૧૨ પેજી પૃષ્ઠ સંખ્યા ૩૫૦

કીંમત રૂ ૩-૦-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂ. ૨-૮-૦



# આધ્યાત્મિક વાર્તામાળા.

આ પુસ્તકમા પચિસ વાર્તાઓ આપેલી છે એમા પાપ, પુન્ય અને તેનુ ફળ કેવી રીતે મળે છે. તથા મનમા ઉઠતી વૃત્તિઓ આપણા ભવિષ્ય સાથે શુ સંબધ રાખે છે, તેમજ દિવ્ય ભાવના શુ અને તેના પાલનથી શુ લાભ મળે છે. યોગી લોકોના પ્રભાવ વિગેરે આધ્યાત્મિક ભાવનાથી ભરપૂર રહસ્ય પુર્વક વાર્તાઓ આપેલી પોતાના યુવાન પુત્રનો સંસાર સુખી જોવાની ઇચ્છાવાળા પિતાએ, આદર્શ ગૃહિણી થવા વાલી બ્હેનોએ તથા નિવૃત્તિ પારાયણ જીવનનું રહસ્ય સમજવાની ઇચ્છાવાલા ગૃહસ્થોએ જરૂર મનન કરવા જેવુ આ પુસ્તક છે

એકંદરે નર જો નરની કરણી કરે તો નરનો નારાયણ થાય એ સિદ્ધાતની સમજ આપી છે આ પુસ્તક માટે ઘણા સારા અભિપ્રાયો મળેલા છે. ને મોટી સંખ્યામા ધનિકોએ પુસ્તકો ખરીદી કન્યાશાળામા તથા બ્હેનોને ભેટ આપી છે. સાત્વીક વૃત્તિને સતેજ કરનારૂં આ પુસ્તક છે

કીંમત રૂ ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦-૧૪-૦



## ભારતની ચઢતી અને પઢતી બતાંવતું

# જય ભારતી.



વીસમી સદી ( માસિક ) અને સસાર નૌકા ( નાટક ) થી જાણીના થયેલા મી શયદાની કલમથી લખાયલુ સુન્દર પુસ્તક છે. પુસ્તકમા બધા મળી ૧૨૨ મુસદ્દસ–રસમય–કાવ્યો છે જેમા ભારતની ચડતી પડતીનુ હૃદયદ્રાવક ચિત્ર આલેખાયુ છે. આપણે કોણુ હતા? આપણા પૂર્વજો કેવા હતા? આપણું બાહુબળ, બુદ્ધિ, સામર્થ્ય, વગેરે સપત્તિના અખુટ સાધનો, અને આ કચન સમા દેશની જાહોજલાલી સીનેમાની ફીલ્મની માફક દૃષ્ટિ આગળ દોડની જણાય છે તેજમ હાલની આ અધમ દશા કેમ થઇ અને એ બધુ ચિત્ર સ્વપ્નવત કેમ થઈ ગયુ છે, અને તેમાથી મૂક્ત થવા માટે કેવો યત્ન સમારભ આદરવો જોઇએ એ આ પુસ્તક બતાવે છે

કીંમત રૂ ૧–૪–૦ ગ્રન્થમાળાના ગ્રાહકને આધ કીંમતે



# રાષ્ટ્રીય ધ્વજ સ્ટેમ્પ.

વૉર-લડાઇના-વખતમાં દરેક પ્રજાએ, પોતે હાલ લડાઇમાં છે એ ભાવના પોતામાં પ્રજ્વલીત્ રહે તે માટે વૉર-સ્ટેમ્પ કાઢયા હતા. તેજ ઢબ ઉપર હાલ સારૂં હિન્દુસ્થાન લડતમાં રોકાયેલ છે અને "ત્રીરંગી રાષ્ટ્ર ધ્વજ મારો" તે યાદ આવ્યા કરે તે માટે કાર્ડ, કવર, નોટ-પેપર, લેટરપેપરપર લગાડી શકાય તેવા સ્ટેમ્પ લગભગ પોષ્ટ સ્ટેમ્પનાંજ આકારનાં અને તેટલીજ સાઈઝનાં ત્રીરંગી સ્ટેમ્પ બનાવ્યાં છે. તેવા ૫૦ સ્ટેમ્પના પેકેટના ચાર આના, નમુના માટે સાડાચાર આનાની ટીકીટ મોકલી પેકેટ મંગાવો.


વર્ધમાન એન્ડ સન્સ,

પાયધુની, ટ્રામ જંકશન, મુંબઈ નં. ૩.

Title Printed at Krishna Art Works Vithaldas Road, Bombay 2.